# નાટ્ય કથારસ.

[ શેકસ્પીઅર કથાસંગ્રહ. ]

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

કીંમત રૂ. ૧-૪-૦

# નાટય કથારસ.



# TALES FROM SHAKESPEARE

## શેકસ્પીઅર કથાસંગ્રહ.



નાટ્ય કથારસ સરસ જે, ઉત્તમ કવિ ઉદ્દગાર,
વાર્તારૂપે વર્ણવ્યા, વાચો વારવાર.



આવૃત્તિ ત્રીજી.



પ્રકાશક,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કાલબાદેવી રોડ,

મુંબઈ.



મુંબઈ વૈભવ પ્રેસ, સઁડર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈ.





કીમ્મત રૂ. ૧-૪-૦

Printed by C. S. Deole, at the Bombay Vaibhav Press,
Servants of India Society's Building, Sandhurst Road,
Girgaon Bombay.

Published by N. M. Tripathi, Manager, N. M. Tripathi & Co.,
Book-Sellers and Publishers, Kalbadevi Road,
BOMBAY.

# અનુક્રમણિકા.





———:o:———

( સપ્ટેમ્બર ૧૯૨૨. )

મુંબાઈ ઈલાકાના મેહેરબાન ડિરેકટર ઓફ્ પબ્લીક
ઈન્સ્ટ્રકશન સાહેબે તથા કાઠિયાવાડ પ્રાંતના મે.
એજયુકેશનલ ઈન્સપેકટર સાહેબે ઈનામ તથા
લાઈબ્રેરીના પુસ્તક તરીકે મંજુર કરેલું

# બાળ સદ્‌બોધ વાર્તા શતક.

યોજકઃ

ખંડુભાઈ મકનજી ઉમરવાડિયા.



यन्नवे भाजने लग्न । संस्कारो नान्यथा भवेत ॥
कथाच्छलेन बालानां । नीति स्तादिह कथ्यते ॥

हितोपदेश.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

મુંબઈ.

મૂલ્ય રૂ. ૧-૮-૦

# MERCHANT OF VENICE.

# વેનીસ નગરનો વેપારી.

અથવા

## શેર માંસની સરત.



વેનીસ નગરમાં **શાઇલોક** નામનો યાહુદી વેપારી રહેતો હતો. તે વ્યાજખાઉ હતો, અને ખ્રિસ્તી વેપારીઓને મોટે વ્યાજે નાણાં ધીરીને તેણે ઘણી પુંજી એકઠી કીધી હતી. **શાઇલોક** જાતે ક્રૂર હોવાથી, પોતે ધીરેલા પૈસાની એવી સખતાઇથી ઉઘરાણી કરતો કે, બધા સારા માણસો તેને ધિક્કારતા. તેને ધિક્કારનારાઓમાં **એન્ટોનીઓ** નામનો વેનીસનો એક જુવાન વેપારી મુખ્ય ભાગ લેતો હતો. **શાઇ-લોક** પણ **એન્ટોનીઓને** ધિક્કારતો હતો, કેમકે, તે પણ લોકોને અડી ઓપટીએ નાણાં ધીરતો હતો તેમ છતાં કાંઈ પણ વ્યાજ લેતો ન હતો. તેટલા માટે પેલા લોભી યાહુદી અને ઉદાર દિલના **એન્ટોનીઓ** વચ્ચે દુશ્મનાઈ ચાલતી હતી.

જ્યારે જ્યારે **એન્ટોનીઓ શાઇલોકને** બજારમાં મળતો ત્યારે ત્યારે તેને તેનાં વ્યાજખાઉપણા તથા ક્રૂરતા વિષે ઠપકો આપતો. પેલો યાહુદી આ બધું મુંગે મોઢે સાંભળી રહેતો પરંતુ મનમાં તેને વિષે અંટસ રાખતો.

**એન્ટોનીઓ** સૌ સાથે માયાળુપણે વર્તતો. તે વખતે ઇટાલીમાં તેની જોડી મળવી મુશ્કેલ હતી એમ કહેવાતું. નગરવાસીઓનો તે માનીતો હતો. પણ તેનો સૌથી વહાલો મિત્ર તો અમીરી ચાલનો **બેસાનીઓ** નામનો હતો. તેનો બાપ થોડી પુંજી મૂકીને મરી ગયો હતો. બીજા મોટી પદવીના જુવાનો જેમ ઉડાઉ હોય છે, તેમ એણે

પણ પોતાની થોડી પુંજી ઉડાવી દીધી. જ્યારે જ્યારે બેસાનીઓને પૈસાની ગરજ પડતી ત્યારે ત્યારે એન્ટોનીઓ તેને મદદ આપતો. આ ઉપરથી એવું તો ચોક્કસ દેખાઈ આવતું કે, આ બેઉ જણાનું દીલ એક હતું.

એક દિવસે બેસાનીઓ એન્ટોનીઓની પાસે આવીને બોલ્યો “ મારો વિચાર એક પૈસાદાર સ્ત્રીને પરણવાનો છે. તેનો બાપ થોડાજ વખત ઉપર મરણ પામ્યો છે અને તેને એકલીનેજ પોતાની બધી દોલતની વારસ કરી ગયો છે. ” એ બાઇના બાપના જીવતાં બેસાનીઓ વારંવાર તેને ત્યાં જતો હતો અને તેના આંખના અણસારા ઉપરથી તે પણ તેને ચહાતી હોય એમ લાગતું હતું. પણ તેને પરણવા માટે તો ભપકો કરવો જોઇએ. માટે એન્ટોનીઓએ આજસૂધી જે મહેરબાની કરી છે તેમાં થોડી વધારો કરે તો ઠીક. હાલ ત્રણ હજાર ડ્યુકેટનું કામ છે પણ તે વખતે પોતાના આ મિત્રને ધીરવાને એન્ટોનીઓ પાસે પૈસા ન હતા. થોડા વખતમાં તેનાં વહાણો આવવાનાં હતાં તેની ઉપર નાણાં કહડાવવાને નાણાં ધીરનાર શાઇલોક પાસે જવાનો એન્ટોનીઓએ ઇરાદો જાહેર કર્યો.

એન્ટોનીઓ અને બેસાનીઓ સાથેજ શાઇલોકને ત્યાં ગયા. પોતાનાં જે વહાણો આવવાનાં હતાં તેની ઉપર ગમે તે વ્યાજથી ત્રણ હજાર ડ્યુકેટ ધીરવાની માગણી કીધી. આ સાંભળીને શાઈલોક મનમાં વિચાર કરવા લાગ્યો, “ આ વખત ઠીક સપાટામાં આવ્યો છે. જો એક વખત મારા હાથમાં આવે તો પછી વેર લેવાનું ઠીક થશે. એ યાહુદી લોકોને ધિક્કારે છે, વગર વ્યાજે નાણાં ધીરે છે, વેપારીઓની વચ્ચમાં મને હલકા શબ્દો કહે છે, માટે હવે તો એનેજ સપાટામાં લઉં. ”

શાઇલોકને વિચારમાં પડેલો જોઇને એન્ટોનીઓ પૈસા માટે અધીરો થયો. તે બોલ્યો, “ શાઈલોક, સાંભળે છે કે ! મને પૈસા ધીરશે ! ” આ સાંભળી યાહુદીએ જવાબ આપ્યો, “ એન્ટોનીઓ, બજારમાં તમે મને વારંવાર મારા પૈસા અને વ્યાજને માટે હલકા

પાડો છો, પણ હું મારી જાત પ્રમાણે તે શાંતિથી સહન કરૂં છું. તમે મને નાસ્તિક, કૂત્રો કહો છો, મારા અંગ ઉપર થુંકો છો અને હું જાણે એક કંગાલ પ્રાણી હોઉં તેમ મને ઠોકર મારો છો. પણ આ વખતે તમને મારી ગરજ પડી છે, અને તમે મારી પાસે આવીને કહો છો કે, **શાઇલોક**, મને પૈસા ધીરશે ? શું એક કંગાલ પ્રાણી ત્રણ હજાર ડયુકેટ ધીરી શકે ? ગયા બુધવારેજ તમે મારી ઉપર થુંકયા હતા, એક વખતે તમે મને કૂત્રો કહ્યો હતો. શું તમારી આવી સભ્યતા માટે તમને હું પૈસા ધીરૂં ? ”

આ સાંભળી **એન્ટોનીઓ** બોલ્યો, “ એમ તો હું તને કહીશજ, તારી ઉપર થુંકીશ પણ ખરો. જો તું મને પૈસા ધીરે તો એક મિત્ર તરીકે ન ધીરતાં એક શત્રુ તરીકે ધીરજે, મારી પાસેથી ગમે તેવી સખત સરત લખાવી લેજે. ”

**શાઇલોકે** જવાબ આપ્યો. “ તમે ગુસ્સે શા માટે થાઓ છો ? હું તો તમારો મિત્ર થવા ઇચ્છું છું અને તમને ઘણા ચહાઉં છું તમે મને જે માઠું લગાડયું છે તે હું ભુલી ગયો છું. તમારી ગરજ હું પુરી પાડીશ અને તેનું વ્યાજ પણ કાંઇ નહીં લઉં. ”

આવી દેખીતી માયાળુ માગણીથી **એન્ટોનીઓ** ઘણો અજાયબ થયો. પણ **શાઇલોકે** પ્રપંચથી કહ્યું, “ હું વ્યાજ નહીં લઉ તેનું કારણ એટલુંજ કે, **એન્ટોનીઓ**ની પ્રીતિજ માત્ર હું મેળવવા ઇચ્છું છું મારી સાથે જરા વકીલને ત્યાં ચાલો. આપણે તેની સામે લખત કરીએ. અને તેમાં ગમતને માટે એવી સરત લખીએ કે, જો અમુક ચોકસ મુદ્દતની અંદર તમે રૂપીઆ આપી ન શકો તો તમારા શરીરના ગમે તે ભાગમાંથી એક શેર માંસ હું મારે હાથે કાપી લઉં.”

આ સાંભળીને **એન્ટોનીઓ** બોલ્યો, “ ઠીક છે આ લખત ઉપર હું સહી કરીશ અને કહીશ કે, આ યાહુદી માયાળુ છે. ”

પણ **બેસાનીઓએ** આવા લખત ઉપર સહી કરવા **એન્ટોની-ઓને** ના પાડી. પણ **એન્ટોનીઓએ** કહ્યું કે, હું એની ઉપર સહી

કરીશજ. કારણ કે, લખેલી મુદતની અંદર મારાં વહાણો માલ ભરીને આવ્યાં પણ હશે.

બેઉ મિત્રોની વાતો સાંભળીને યાહુદી બોલ્યો, " અરે એબ્રાહમ બાપ ! આ ખ્રિસ્તી લોકો કેવા વેહેમી છે ! પોતે વેપારમાં કઠણ હૈડાના છે એટલે બીજાને વિષે પણ શંકા લાવે છે. પણ **બેસાનીઓ**, મહેરબાની કરીને કહો કે, જો પોતાની નીમેલી મુદતની અંદર **એન્ટોનીઓ** મારા પૈસા ન આપી શકે તો હું તેના શરીરમાંથી એક શેર માંસ કાપી લઇને શું કરૂં ! મને તેનો ઉપયોગ શો ! માણુસનું માંસ શું જનાવરના માંસની પેઠે કાંઈ ઉપયોગમાં આવે છે ? આ તો ફક્ત હું **એન્ટોનીઓ**ની મિત્રતા મેળવવા માટેજ કરૂં છું. માટે જો તમને ન પરવડે તેમ હોય તો હું મારે રસ્તે અને તમે તમારે. "

**બેસાનીઓ**એ ઘણું ઘણું સમજાવ્યા છતાં પણ યાહુદીના શબ્દોથી ભોળવાઇને **એન્ટોનીઓ**એ તે લખત ઉપર સહી કરી આપી. તેના મનમાં એમ હતું કે, યાહુદી ફક્ત ગમતને ખાતરજ એમ લખાવી લેતો હતો.

જે પૈસાદાર છોકરી સાથે **બેસાનીઓ** લગ્ન કરવા માગતો હતો તે **વેનીસ** પાસે **બેલ્મોન્ટ** નામની જગાએ રહેતી હતી. તેનું નામ **પોર્શીઆ** હતું અને રૂપ અને ડહાપણમાં **કેટોની** દીકરી અને **બ્રુટસ**ની સ્ત્રી **પોર્શીઆ** જેનું નામ આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ તેના કરતાં કોઈ પણ રીતે ઉતરતી ન હતી.

**એન્ટોનીઓ**એ પોતાના જીવના જોખમે પૈસા મેળવી આપ્યા હતા તે લઇને **બેસાનીઓ ગ્રેશિયાનો** નામના ગૃહસ્થ સાથે ભપકાભેર **બેલ્મોન્ટ** ગયો. થોડા વખતમાં **પોર્શીઆ**એ **બેસાનીઓ** સાથે લગ્ન કરવાની હા પાડી.

**બેસાનીઓ**એ **પોર્શીઆ**ને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે, તેની પાસે કાંઈ પણ પૈસા નથી, માત્ર કુળની મોટપ છે. પણ **પોર્શીઆ** તેની અમીરી ચાલ તથા ગુણ ઉપર મોહી પડી હતી. તેની પોતાની

પાસે દોલત ઘણીજ હતી. પોતાના પતિના પૈસાની તેને દરકાર ન હતી. **બેસાનીઓ**ની સ્તુતિ કરતાં તે બોલી, "આપ તો ગુણના ભંડાર છો. સમુદ્ર પાસે જેમ પાણીનું ટીપું કાંઈ ગણત્રીમાં ન હોય તેમ આપની પાસે હું છું. હું અભણ છું. મને ઝાઝો બોધ નથી. ભણવાની હજી તો મારી અવસ્થા છે. પણ આપ જેવા વિદ્વાન પતિ પામી હું કૃતાર્થ થઇ. આવતી કાલે હું અને મારૂં જે કાંઈ છે તે બધું આપનું થશે. આ ઘર અને ચાકરનફરોના તમે માલેક થશો. આ વીંટી સાથે હું આપને તે સર્વ અર્પણ કરૂં છું." આમ બોલી **પોર્શીઆ**એ **બેસાનીઓ**ને એક વીંટી પ્હેરાવી. પોતાના જેવી ગરીબ સ્થિતિના માણસને, **પોર્શીઆ** જેવી પૈસાદાર અને કુળવાન સ્ત્રીએ આટલું બધું માન આપ્યું, તેથી આશ્ચર્ય પામીને **બેસાનીઓ**એ કહ્યું કે જીવ જતાં પણ આ વીંટીથી છૂટો પડીશ નહીં.

**બેસાનીઓ**ની તાબેદાર સ્ત્રી થવાનું જ્યારે **પોર્શીઆ**એ વચન આપ્યું ત્યારે **ગ્રેશિયાનો** અને **પોર્શીઆ**ની સખી **નેરિસા** પાસે હતાં. **ગ્રેશિયાનો**એ, **બેસાનીઓ** અને **પોર્શીઆ**ની જોડી અખંડ રહો એવું ઇચ્છીને સાથે પોતાના લગ્નની પણ સંમતિ માગી. **બેસાનીઓ**એ કહ્યું "**ગ્રેશિયાનો**, જો તમે લાયક સ્ત્રી મેળવો તો ઘણી ખુશીની સાથે."

**ગ્રેશિયાનો**એ ઉત્તર આપ્યો, "હું **પોર્શીઆની** સખી **નેરિસાને** ચ્હાઉ છું, અને તેણે મને વચન આપ્યું છે કે, જો તેની શેઠાણી **બેસાનીઓ** સાથે લગ્ન કરે તો તે મને પતિ કરશે."

**પોર્શીઆ**એ **નેરિસાને** આ વાત ખરી કે ! એમ પૂછ્યું તેના જવાબમાં **નેરિસા** બોલી, "બાઈ સાહેબ, જો તમને ઠીક લાગે તો મારી એવી મરજી છે." **પોર્શીઆ**એ ખુશીથી તેની વાત કબુલ કીધી, તે જોઇ **બેસાનીઓ** આનંદથી બોલ્યો, "**ગ્રેશિયાનો**, ત્યારે અમારા લગ્નનો આનંદ બેવડો બનશે."

આ પ્રમાણે આ ચારે જણાંઓ જ્યારે આનંદથી વાતો કરતાં હતાં એટલામાં એક કાસદના દાખલ થવાથી તેમના રંગમાં ભંગ થયો. પેલો

કાસદ **એન્ટોનીઓ**ની તરફથી ભયંકર સમાચાર લઇને આવ્યો હતો. જે વખતે **બેસાનીઓ** **એન્ટોનીઓ**નો કાગળ વાંચતો હતો તે વખતે **પોર્શીઆ** તેનો ચ્હેરો ફીકો પડી ગયેલો જોઇને ચેતી ગઈ કે, કોઈ પણ પ્રિય મિત્રના મરણના સમાચાર એમાં હશે. જ્યારે તે વાંચી રહ્યો ત્યારે તેની દિલગીરીનું કારણ પૂછ્યું. તે બોલ્યો, "અરે પ્યારી **પોર્શીઆ**, આવા નાખુશી ભરેલા શબ્દો કદી પણ પત્રમાં નહીં લખાયા હોય! મેં તમને પ્રથમજ કહ્યું હતું કે, મારી પાસે કાંઇ પુંજી નથી પણ મારે માથે કરજ છે." આમ કહી **પોર્શીઆ**ની પાસે **બેસાનીઓ**એ, **એન્ટોનીઓ**ની પાસે પોતે કેવી રીતે પૈસા માગવા ગયો હતો, **એન્ટોનીઓ**એ પોતાના શરીરમાંથી, અમુક મુદત થઇ જાય તો, એક શેર માંસ કાપી આપવાના લખત ઉપર સહી કરી આપીને **શાઇલોક** યાહુદીની પાસેથી પોતાના ના પાડવા છતાં પણ નાણું મેળવ્યાં હતાં, તે બધું કહી સંભળાવ્યું. પછી **પોર્શીઆ**ની પાસે **બેસાનીઓ**એ આવેલો કાગળ આ પ્રમાણે વાંચી સંભળાવ્યો. "વહાલા **બેસાનીઓ**, મારાં બધાં વહાણો નાશ પામ્યાં, **શાઈલોક**ના લખતની મુદત પુરી થઈ અને તેના દેવાના પેટામાં મારે મરવાનો વખત નજીક આવ્યો. હવે મારે જીવવાની આશા નથી તેથી મરતી વખતે મારે તને મળવાની ઇચ્છા છે, પછી તો તારી મરજી. તારૂં મારા ઉપર હેત છે, પણ મને મળવાની તને દરકાર ન હોય તો મારા કાગળની કાંઈ દરકાર કરીશ નહી." આ કાગળ સાંભળીને **પોર્શીઆ** બોલી, "પ્રાણપતિ, બધું કામ મુકી દઇને પ્રથમ ત્યાં જાઓ. તમારે માટે તમારા મિત્રનો વાળ વાંકો થાય તેની પહેલાં ત્રણ હજાર ડયુકેટ તો શું પણ તેના કરતાં વીસ ગણાં નાણાં તૈયાર છે. તમે મારો પ્યાર મેળવવાને આટલું બધું કર્યું છે તો હું તમને મારા પોતાના પ્રાણથી પણ અધિક ગણીશ." પછી **પોર્શીઆ**એ કહ્યું કે, **બેસાનીઓ**એ તેની સાથે લગ્ન કરીને જવું, જેથી કાયદા પ્રમાણે પૈસા ઉપર તેનો હક ગણાય. તેજ દહાડે તેઓ પરણ્યાં અને તેમની સાથે **ગ્રેશિયાનો** પણ **નેરિસા** સાથે પરણ્યો. પરણ્યા પછી તરતજ **બેસાનીઓ** અને **ગ્રેશીયાનો** **વેનીસ** આવ્યા. ત્યાં તેમણે **એન્ટોનીઓ**ને કેદખાનામાં પડેલો

દીઠો. **બેસાનીઓ** પૈસા આપવા માગતો હતો તે લખતની મુદત ગયાથી ઘાતકી યાહુદી લેવાની ના પાડતો હતો, અને **એન્ટોનીઓ**ના શરીરમાંથી એક શેર માંસ કાપી લેવાની બોહોંશ કરતો હતો. આ બાબતની તપાસ **વેનીસના ડ્યુકની** પાસે ચલાવવાને માટે એક દિવસ ઠરાવવામાં આવ્યો હતો. આ ત્રાસદાયક તપાસનું પરિણામ જાણવાને **બેસાનીઓ** અધીરાઈથી રાહ જોતો બેઠો.

**બેસાનીઓ** જ્યારે પોતાની સ્ત્રી **પોર્શીઆ**થી છૂટો પડયો હતો ત્યારે તેણીએ પોતાના પતિને કહ્યું હતું કે, " તમે પાછા ફરો ત્યારે તમારા મિત્રને જરૂર તેડતા આવજો." **બેસાનીઓ** ગયો અને તે એકલી પડી ત્યારે તેને વિચાર આવ્યો કે, આ આફતમાંથી **એન્ટોનીઓ** ભાગ્યેજ છૂટે. પણ પોતાના પ્યારા પતિના આ મિત્રને કાંઇ યુક્તિથી પોતાથી છોડવવાનું બને તો કેવું સારૂં! પોતાના પતિના હુકમ વગર કાંઇ પણ કામ ન કરવાને તે બંધાઈ હતી, તો પણ આ આપત્તિની વખતે **વેનીસ** જઈ **એન્ટોનીઓ**નો બચાવ પોતાની અક્કલથી કરવાનો તેણે ઠરાવ કર્યો. **પોર્શીઆ**નો એક સગો વકીલ હતો. આ ગૃહસ્થનું નામ **બેલારીઓ** હતું. તેને કાગળ લખી, બધી હકીકત જણાવી તેની સલાહ માગી. અને તેની સાથે વકીલો પ્હેરે છે તેવો પોશાક પણ માગ્યો. કાગળ લઈ જનાર માણસ પાછો ફર્યો ત્યારે પોતાની સાથે પોશાક તથા ન્યાયસભામાં કેવી રીતે બચાવ કરવો તે વિષેની બધી હકીકત લાવ્યો.

**પોર્શીઆ**એ પોતે વકીલનો પોશાક પહેર્યો અને પોતાની સખી **નેરિસા**ને પોતાના કારકુન લેખે પુરૂષનાં કપડાં પ્હેરાવી સાથે લીધી. બેઉ જણી જે દહાડે **એન્ટોનીઓ**ની તપાસ ચાલવાની હતી તેજ દહાડે **વેનીસ** આવી પ્હોંચી. **વેનીસ**ના ડ્યુક અને રાજસભાની પાસે ઇનસાફની શરૂઆત થવાની હતી, તે વખતે **પોર્શીઆ**એ પુરૂષના વેશમાં ત્યાં દાખલ થઈને ડ્યુકને **બેલારીઓ**નો પત્ર આપ્યો. તેમાં તે વિદ્વાન ન્યાયશાસ્ત્રીએ લખ્યું હતું " મારો પોતાનો વિચાર **એન્ટોનીઓ** તરફથી બચાવ કરવા આવવાનો હતો પણ માંદગીને લીધે આવી શકાયું નથી.

મારે બદલે મેં મારા વિદ્વાન મિત્ર બેલ્થાઝરને (પોર્શીઆનું ધારણ કરેલું નામ) મોકલ્યા છે. તેમણે નાની વય છતાં ન્યાયમાં પ્રવીણતા મેળવી છે. માટે મારે બદલે એને બચાવ કરવા બોલવા આપશો તો ઉપકાર થશે." ડયુકે તેને બચાવ કરવાની રજા આપી પણ તેના જુવાન સુંદર ચેહેરાથી આશ્ચર્ય પામ્યો.

હવે આ અગત્યની તપાસની શરૂઆત થઈ. **પોર્શીઆએ** જોયું તો પેલા ક્રૂર યાહુદીને દીઠો. પોતાના પતિ **બેસાનીઓને** પણ દીઠો, પણ તે તેને આવા છુપા પોશાકથી ઓળખી શક્યો નહી. પોતાના મિત્ર **એન્ટોનીઓના** દુ:ખથી દુ:ખી થતો તે તેની બાજુમાં ઉભો હતો.

**પોર્શીઆએ** જે મહાભારત કામ પોતે હાથમાં લીધું હતું તેનાથી ગભરાઈ ન જતાં, હીંમતથી બચાવ કરવો શરુ કર્યો. પ્રથમ તેણે યાહુદીને કહ્યું કે, **વેનીસના** કાયદા પ્રમાણે તમારી બોલી પ્રમાણે તમને બદલો મળવો જોઇએ આમ કહી દયા વિષે ભાષણ કર્યું, તેથી કઠણ હૈયાના યાહુદી શિવાય બીજા બધાનાં દિલ પીગળી ગયાં. તે બોલી કે, ઈશ્વર એમાં રાજી નથી. ઇનસાફમાં હમેશ દયા ભેળાયલી હોય છે. આપણે બધાએ પ્રાર્થના કરવી જોઇએ, અને પ્રાર્થના કરવાથીજ આપણામાં દયા ઉત્પન્ન થશે. વગેરે ઘણા શબ્દો કહ્યા, પણ **શાઈલોકે** એટલો જ જવાબ આપ્યો કે, "મારે તો મારી બોલી પ્રમાણે લેવું છે," **પોર્શીઆએ** પૂછ્યું, "શું ત્યારે તેનામાં નાણાં આપવાની શક્તિ નથી?" તેજ વખતે **બેસાનીઓએ** ત્રણ હજાર ડયુકેટથી જેટલા વધારે માગે તેટલા આપવાની પોતાની ખુશી દેખાડી, પણ **શાઇલોકે** તે લેવાની ના પાડી અને **એન્ટોનીઓના** શરીરમાંથી એક શેર માંસ કાપી લેવાનીજ હઠ પકડી. **બેસાનીઓએ** જુવાન વકીલના કાલાવાલા કર્યા કે કાયદામાંથી કાંઇ એવી બારી શોધી કાઢો કે જેથી **એન્ટોનીઓનો** પ્રાણ બચે. પણ **પોર્શીઆએ** ગંભીરાઇથી જવાબ આપ્યો કે, એક વખત મુકરર થયલા કાયદા કોઈથી ફેરવાઈ શકાય એમ નથી. **શાઇલોકે** જ્યારે **પોર્શીઆને** એમ બોલતી સાંભળી કે, ધારા કોઇથી ફેરવાઈ શકાય તેમ નથી ત્યારે

તેના મનમાં એમજ આવ્યું કે, તે તેની તરફેણુમાંજ ચુકાદો આપશે, તેથી તે બોલી ઉઠયો, "સાક્ષાત્ ડૅનીઅલ ( ધર્મરાજા ) પોતેજ ન્યાય કરવાને પધાર્યા છે ને શું ! અરે વિદ્વાન જુવાન ન્યાયાધીશ ! શાં તમારાં વખાણ કરૂં ! તમે દેખાવે જુવાન છો. પણ વૃદ્ધ માણસથી વધારે ડહાપણ ધરાવો છો !"

**પોર્શીઆએ** **શાઇલોક** પાસેથી તેનું લખત જોવા માગ્યું તે વાંચ્યા પછી તે બોલી, "લખતની મુદત થઈ ગઈ છે. તેથી આ યાહુદી કાયદા પ્રમાણે એક શેર માંસ **એન્ટોનીઓના** શરીરમાંથી લેવાનો અધિકારી થઈ ચૂકયો છે." પછી **શાઇલોક** તરફ ફરીને તે બોલી, "દયાળુ થાઓ, અને આ લોકો પૈસા આપે છે તે લ્યો, અને મને આ લખત ફાડી નાંખવાની રજા આપો." પણ ધાતકી **શાઇલોકે** કાંઈ પણ દયા દેખાડી નહી. તે બોલ્યો, "મારા પોતાના જીવના સમ, મારૂં બોલેલું હું મુદલ ફેરવીશ નહી." **પોર્શીઆએ** કહ્યું, "ઠીક છે ત્યારે, **એન્ટોનીઓ** તમે માંસ આપવાને તૈયાર થાઓ." **શાઇલૉક** પોતાની લાંબી છરીને માંસ કાપી લેવાની આતુરતાથી ધસીને વધારે ધારવાળી કરવા લાગ્યો, એટલામાં **પોર્શીઆએ** **એન્ટોનીઓને** પૂછ્યું, "તમારે કાંઈ કહેવું છે ?" **એન્ટોનીઓએ** ઉત્તર આપ્યો કે, તે મરવાને વાસ્તે તૈયાર છે તેથી કાંઈ કહેવું નથી. પછી તે **બેસાનીઓ** તરફ ફરીને બોલ્યો, "**બેસાનીઓ**, મને મળી લ્યો. હવે છેલ્લી સલામ ! મારી ઉપર આ દુઃખ પડયું છે તેથી દિલગીર થઈશ નહી. તારી પત્નિ પાસે સંભારજે અને હું તને કેવો ચાહતો હતો તે તેને જણાવજે." **બેસાનીઓ** દિલગીરીથી બોલ્યો, "**એન્ટોનીઓ,** હું સ્ત્રી પરણ્યો છું તે મને મારા પ્રાણ કરતાં પણ વહાલી છે; પણ મારો પ્રાણ, મારી સ્ત્રી, અને આ દુનિયામાં મારૂં જે કાંઈ છે તે બધું તારી જીંદગી આગળ કાંઇ બિસાતમાં નથી. જો તે બધું લેતાં પણ તારો છૂટકો થતો હોય તો આ ચંડાળને આપવાને હું ખુશી છું."

**પોર્શીઆ** ઘણી માયાળુ સ્ત્રી હતી. પોતાનો પતિ પોતાના મિત્ર તરફ આવી અસાધારણ મમતા દેખાડે છે તેથી મુદલ નારાજ ન હતી

પણ જરા મશ્કરીમાં તેનાથી બોલ્યા વગર ન રહેવાયું તેથી બોલી, " તમારી સ્ત્રી જો તમને આ પ્રમાણે બોલતાં સાંભળે તો તમારો ઉપકાર માને હો !" પોતાના શેઠ બેસાનીઓની નકલ કરવાની ગ્રેશિયાનોને ટેવ હતી તેથી તે બોલ્યો, " હું પણ પરણેલો છું અને તેને ચહાઉં છું. પણ આ વખત એવું ઇચ્છું છું કે, તેનો સ્વર્ગમાં વાસ હોય, ત્યાં તે ઇશ્વરની પ્રાર્થના કરે કે, તે પોતાની કોઇ એવી શકિત મોકલે જેથી આ ઘાતકી યાહુદીનું મન ફરી જાય." નેરિસા જે કારકુન તરીકે લખતી હતી તે બોલી ઉઠી, " એટલું તો સારૂં છે કે, તમે તમારી સ્ત્રીની પુઠ પાછળ આ બધું બોલો છો, જો કદાચ તે સાંભળે તો ઘરમાં કજીઓ થયા વગર રહેજ નહીં." શાઇલોક અધીરાઇથી બોલી ઉઠ્યો, "વખત શામાટે ગુમાવો છો ? મહેરબાની કરીને હવે હુકમ ફરમાવો." એન્ટોનીઓના વાસ્તે બધા ધાસ્તી રાખવા લાગ્યા અને હવે શું થશે તેની આતુરતાથી રાહ જોતા બેઠા.

પોર્શીઆએ માંસ જોખવા વાસ્તે કાંટો તૈયાર છે કે નહી તે પૂછ્યું અને પછી યાહુદીને કહ્યું, " શાઇલોક, તમે કોઇ વૈદને તેડાવી રાખો, નહી તો લોહી વહેવાથી રખેને તે મરી જાય." શાઇલોક, જેની મરજી એવી હતી કે, લોહી વહેવાથી એન્ટોનીઓ મરી જાય તો સારૂં, તે બોલ્યો, " લખતમાં એવું કાંઇ લખ્યું નથી." પોર્શીઆએ કહ્યું, " લખતમાં એમ નથી લખ્યું તો પણ તેમાં શું ! ધર્મને બ્હાને તો તેમ કરો !" આના ઉત્તરમાં શાઇલોકે એટલુંજ કહ્યું, " તે હું કાંઇ જાણતો નથી. લખતમાં તે વિષે કાંઇ લખ્યું નથી." પોર્શીઆ બોલી, " ત્યારે એન્ટોનીઓના શરીરનું એક શેર માંસ તારૂં છે. કાયદો અને દરબાર તને તે અપાવે છે. તારે આ માંસ એની છાતીમાંથી કાપી લેવું. કાયદો અને દરબાર તને તે અપાવે છે." શાઇલોક ફરીથી બોલી ઉઠ્યો, " અરે વિદ્વાન અને સાચા ન્યાયાધીશ ! ડૅનીઅલ ( ધર્મરાજા ) પોતેજ ઇનસાફ કરવા આવ્યો છે," અને પછી લાંબી છરી ફરીને ઘસવા લાગ્યો અને એન્ટોનીઓને આતુરતાથી કહ્યું, " આવો, તૈયાર થાઓ."

**પોર્શીઆ** બોલી, "યાહુદી, જરા સબુર કરો, હજી કાંઈક રહ્યું છે. આ લખતની બોલી મુજબ તમને લોહીનું એક ટીપું સુદ્ધાં મળવાનું નથી. એમાં તો 'એક શેર માંસ' એટલાજ શબ્દો લખેલા છે. જો માંસ કાપતી વખતે ખ્રિસ્તીના લોહીનું એક ટીપું પણ પડશે તો કાયદા પ્રમાણે તમારી સ્થાવર અને જંગમ બધી મીલકત રાજ્યમાં જપ્ત થશે" **એન્ટોનીઓના** શરીરમાંથી **શાઈલોક** માંસ કાપી લે તે વખતે લોહીનું એક પણ ટીપું ન પડે એ અશક્ય હતું. **પોર્શીઆએ** આ ચતુરાઈ ભરેલી બારી લોહી અને માંસની શોધી કાઢી હતી તેથી **એન્ટોનીઓનો** પ્રાણ બચ્યો. આ જુવાન વકીલના આવા અદ્‌ભુત ડહાપણથી બધા આશ્ચર્ય પામ્યા, અને ખુશાલીના પોકારથી ન્યાયસભા ગજાવી મૂકી. **શાઈલોક**-નાજ શબ્દોમાં **ગ્રેશિયાનો** બોલી ઉઠયો, "અરે વિદ્વાન અને સાચા ન્યાયાધીશ ! યાહુદી જુઓ, **ડૅનીઅલ** પોતેજ ન્યાય કરવા આવ્યા છે !"

**શાઈલોકે** જ્યારે જોયું કે, પોતાના ઘાતકી વિચારમાં તે પાર ન પડયો ત્યારે તેણે નાશીપાસ થયેલે ચહેરે કહ્યું, "ત્યારે મને મારા પૈસા આપો." **એન્ટોનીઓના** આવા ન ધારેલા છૂટકારાથી અત્યંત ખુશી થઈ **બેસાનીઓ** બોલી ઉઠયો, "આ રહ્યા પૈસા." પણ **પોર્શીઆએ** તેને અટકાવીને કહ્યું, "જરા ધીરજ પકડો, ઉતાવળનું કાંઈ કામ નથી, યાહુદીને તો તેના લખતની બોલી મુજબજ મળશે. માટે **શાઈલોક**, એક રતલ માંસ કાપી લેવાને હવે તૈયાર થા, પણ યાદ રાખજે કે લોહીનું એક ટીપું પણ નીકળવું ન જોઇએ, અથવા એક રતલ કરતાં જરા વધારે ઓછું પણ કપાવું ન જોઇએ, જો જરા રતિભાર પણ વધતું ઓછું થયું તો કાયદા પ્રમાણે તને મોતની શિક્ષા થશે અને તારી મિલકત રાજ્યમાં જપ્ત થશે." **શાઈલોક** પુકારી ઉઠયો, "મને મારા પૈસા આપો અને મને જવા દો." **બેસાનીઓ** બોલ્યો, "આ રહ્યા મારી પાસે તૈયાર છે તે લે."

યાહુદી પેલા પૈસા લેવા જતો હતો પણ **પોર્શીઆએ** તેને અટકાવીને કહ્યું, "યાહુદી, જરા સબુર કર. બીજી રીતે તું કાયદામાં આવી

ગયો છે. **વેનીસ**ના એક રહેવાસીની જીંદગી લેવાની તેં યુક્તિ કરી તેથી **વેનીસ**ના કાયદા પ્રમાણે તારી બધી મિલકત રાજ્યમાં જપ્ત થશે અને તારો જીવ બચાવવો ન બચાવવો તે નામદાર ડયુકના હાથમાં રહેશે. માટે તેમની પાસે ઘુંટણીએ પડીને માફ માગ." પછી **શાઈલોક**ને ડયુકે કહ્યું, "અમે ખ્રિસ્તીઓ કેવા ઉદાર મનના છીએ તે દેખાડવાને હું તને ક્ષમા કરું છું. તારી દોલતમાંથી અડધી દોલત **એન્ટોનીઓ**ને મળશે તથા અડધી રાજ્યમાં જપ્ત થશે." ઉદાર મનના **એન્ટોનીઓ**એ કહ્યું કે, **શાઈલોક** તેના મરણ પછી તેની દોલત પોતાની દીકરી અને જમાઈને આપી જવાના લખત ઉપર સહી કરે તો તે પોતાને મળતો ભાગ તેને આપી દેશે. આ યાહુદીને એકની એક પુત્રી હતી. તે પોતાના બાપની મરજી વિરૂદ્ધ **એન્ટોનીઓ**ના મિત્ર **લોરેન્ઝો**ને પરણી હતી તેથી યાહુદીએ તેને પોતાના વારસામાંથી બાતલ કીધી હતી. આ વાત **એન્ટો-નીઓ** જાણુતો હતો તેથીજ તેણે ઉપર મુજબનું લખત કરવાનું કહ્યું, યાહુદીએ તેમ કરવાની હા પાડી. આ પ્રમાણે વેર લેવામાં નાશીપાસ થઈ તથા પોતાની દોલત ખોઈ દીધી તેથી તેનું શરીર બગડી આવ્યું, તે બોલ્યો, "મને શરીરે સારૂં નથી, તેથી મને જવા દો. લખત મારે ઘેર મોકલી આપજો તેની ઉપર હું સહી કરી આપીશ." ડયુકે કહ્યું, "ઠીક, ત્યારે જા અને સહી કરી આપજે. અને તને જો તારા ઘાતકી-પણાનો પશ્ચાત્તાપ થતો હોય અને તું ખ્રિસ્તી થાય તો રાજ્યમાં તારી દોલતનો જે અડધો ભાગ વસુલ થયો છે તે પણ પાછો આપવા હુકમ કરીશ."

ડયુકે પછી **એન્ટોનીઓ**ને છૂટો કરવાનો હુકમ કર્યો અને દરબારને રજા આપી. પછી તેણે આ જુવાન વકીલના ડહાપણ અને બુદ્ધિનાં વખાણ કર્યાં અને તેને પોતાને ઘેર જમવાનું નોતરું દીધું. **પોર્શીઆ**નો વિચાર પોતાનો પતિ **બેલ્મોંટ** જાય તેની પેહેલાં ત્યાં જઈ પહોંચવાનો હતો તેથી તેણે જવાબ આપ્યો, "આપની કૃપા છે, હાલ ક્ષમા કરો, મારે જરા જવાની ઉતાવળ છે." ડયુકે કહ્યું કે, "તમે અત્રે રહીને જમતા

નથી તેથી હું ઘણોજ દિલગીર છું. પછી **એન્ટોનીઓ** તરફ ફરીને તેણે કહ્યું, " આ ગૃહસ્થને ઇનામ આપજો. હું તો ધારું છું કે, તમે એમના ઘણા કરજદાર છો."

ડ્યુક પછી ત્યાંથી ગયો. પછી **બેસાનીઓએ** **પોર્શીઆને** કહ્યું, " સદ્‌ગૃહસ્થ ! હું અને મારો મિત્ર **એન્ટોનીઓ** તમારા ડહાપણથી મોટા સંકટમાંથી બચ્યા છીએ. જે ત્રણ હજાર ડ્યુકેટ અમારે યાહુદીને આપવા હતા તે આપ સ્વીકારશો એવી અમે તમને વિનંતિ કરીએ છીએ." **એન્ટોનીઓએ** કહ્યું, "અમે તમારા જન્મ પર્યંતના ઉપકારી છીએ અને જે કામ સેવા ફરમાવશો તે કરવાને તૈયાર છીએ."

**પોર્શીઆએ** પૈસા લેવાની ચોખ્ખી ના પાડી પણ **બેસાનીઓએ** કાંઇ પણ લેવાની બોહોંશ કીધી, તેથી તે બોલી, " મને તમારા હાથનાં મોજાં આપો; તમારી યાદગારીમાં હું તે પહેરીશ." પછી **બેસાનીઓએ** પોતાનાં મોજાં ઉતારી આપ્યાં, એટલે જે વીંટી તેણે પોતે આપી હતી તે તેની દૃષ્ટિએ પડી. **બેસાનીઓની** આ વીંટી નજરે પડવા માટેજ તેણે તેનાં મોજાં ઉતરાવ્યાં હતાં, અને તે મેળવી લીધા પછી તે જ્યારે ઘેર આવે ત્યારે જરા ગમત કરવાનો વિચાર કર્યો. વીંટી જોઇને તે બોલી, " અને તમે કહો છો ત્યારે આ તમારી વીંટી લઇશ." જે ચીજથી પોતાને છૂટું ન પડાય એવું હતું, તેજ ચીજ જ્યારે વકીલે માગી ત્યારે **બેસાનીઓ** ઘણોજ દિલગીર થયો. ઘણા ગભરાટથી **બેસાની-ઓએ** ઉત્તર આપ્યો કે, તે તેની સ્ત્રીની આપેલી છે અને કદી તેનાથી છૂટા ન પડવું એવા તેણે સોગન ખાધા છે, તેથી આ વીંટી આપી શકાય તેમ નથી. પણ તેને બદલે **વેનીસમાં** મળતી સૌથી કીમતીમાં કીમતી વીંટી તે તેને મેળવી આપશે. આ ઉપરથી **પોર્શીઆએ** પોતાને દુઃખ લાગ્યું હોય એવો દેખાવ કરી દરબાર છોડતાં છોડતાં કહ્યું, " સાહેબ, ભીખારીને કેવો જવાબ આપવો તે આપ મને શીખવો છો." **એન્ટો-નીઓએ** કહ્યું, "વહાલા **બેસાનીઓ**, એને વીંટી આપી દો. મારે વાસ્તે એણે જે મોટું કામ કર્યું છે તેની સરખામણીમાં તમારી સ્ત્રીની

નાશીપાસી કાંઈ બીસાતમાં નથી.” બેસાનીઓ નિમકહરામ થવાને શરમાયો તેથી વીંટી આપવા કબુલ થયો અને ગ્રેશિયાનોને વીંટી આપવા પોર્શીઆનો પાછળ મોકલ્યો. કારકુન થયલી નેરિસાએ પણ એક વીંટી ગ્રેશિયાનોને આપી હતી તે પણ આ વખતે લાગ જોઇને તેણે માગી લીધી. ગ્રેશિયાનો જે પોતાના શેઠને પગલે ચાલનારો હતો તેણે તરત વીંટી કાઢી આપી. તેઓ બેઉ જણીઓએ માંહોમાંહે હસવા માંડ્યું, તેઓએ એવો વિચાર કર્યો કે જ્યારે બે જણા ઘેર આવે ત્યારે તેમની પાસેથી વીંટીઓ જોવા માગવી અને તેમણે તે કોઈ સ્ત્રીને ભેટ આપી છે એવું કહીને તેમને ચીડવવા.

પોતે જે સારૂં કામ કર્યું હતું તેથી પોર્શીઆનો આત્મા પ્રસન્ન હતો. દરેક ચીજ તેને આનંદદાયક દેખાતી. ચંદ્ર તે દિવસના જેવો પ્રકાશિત કદી પણ દેખાયો ન હતો. જ્યારે ચંદ્રની આડાં વાદળાં આવ્યાં અને ચંદ્ર ઢંકાયો ત્યારે તેનો બેલ્મોંટ ખાતેના ઘરમાં બળતો દીવો દેખાયો. તેનાથી તેને વધારે આનંદ થયો. તે બોલી, “પેલો દીવો જે આપણે જોઇએ છીએ તે મારા ઓરડામાં બળે છે. આવી નાની બત્તીનો જેટલે દૂરથી પ્રકાશ પડે છે તેટલીજ ભલા કામની કીર્તિ પ્રકાશે છે.” પોતાના ઘરમાંથી ગાયનનો આવતો સ્વર સાંભળીને તે બોલી, “દિવસના કરતાં રાતના આ ગાયન કેવું મીઠું લાગે છે.” થોડી વારમાં પોર્શીઆ અને નેરિસા ઘરમાં દાખલ થઈ, પોતાના પોશાક પહેરી લઈ, પોતાના ધણીઓની રાહ જોતી બેઠી. તેઓ થોડીવારમાંજ એન્ટોનીઓને લઇને આવી પહોંચ્યા. બેસાનીઓએ એન્ટોનીઓની પોતાની સ્ત્રી પોર્શીઆ સાથે ઓળખાણ કરાવી. પોર્શીઆએ તેને આદરસત્કારનાં વચનો કહી માન આપ્યું. હજી તો આ પુરૂં થયું ન હતું એટલામાં નેરિસાને તેના પતિ સાથે એક ખુણામાં કજીયો કરતાં જોઇ પોર્શીઆએ પૂછ્યું, “આટલામાંજ કજીઓ ! એ શેની પંચાત છે ! ગ્રેશિયાનોએ જવાબ આપ્યો, “બાઈ સાહેબ નેરિસાએ મને એક હલકી રસેલી વીંટી આપી હતી તેની પંચાત છે. તેની ઉપર આટલા શબ્દો કોતરેલા હતા કે, ‘મારી ઉપર પ્રીતિ રાખજે અને મને છોડશો નહી.”

**નેરિસા** બોલી, "એની ઉપર લખેલું હતું તેની અથવા હલકી ભારે કીમતની એમાં વાત નથી. પણ જ્યારે મેં તમને એ આપી હતી ત્યારે તમે સોગન ખાધા હતા કે, મરતાં સુધી એને છોડીશ નહી અને હવે કહો છો કે, મેં એક વકીલના કારકુનને આપી છે, પણ હું કહું છું કે તમે તે કોઈ સ્ત્રીને આપી છે." **ગ્રેશિયાનોએ** જવાબ આપ્યો, "તારા જેવડા ઉંચા એક છોકરાને મેં મારે હાથેજ તે વીંટી આપી છે; જે વકીલે પોતાના ડહાપણથી **એન્ટોનીઓનો** પ્રાણ બચાવ્યો તેનો તે કારકુન હતો. તે બહુબોલા છોકરાએ મારી પાસે તે માગી લીધી અને મારો જીવ તેને ના કહેવાને ચાલ્યો નહી." **પોર્શીઆ** બોલી, "**ગ્રેશિયાનો**, તમે તમારી સ્ત્રીએ આપેલી ભેટ બીજાને આપી દીધી એ ખોટું કર્યું. મેં પણ મારા પતિ **બેસાનીઓને** એક વીંટી આપી છે અને મારી ખાત્રી છે કે, આખી દુનીઆની ખાતર પણ તેઓ કોઇને તે આપશે નહી." **ગ્રેશયાનો** પોતાના વાંકમાંથી મુકત થવાના હેતુથી બોલ્યો, "મારા શેઠ **બેસાનીઓએ** પ્રથમ પોતાની વીંટી પેલા વકીલને આપી અને તે પછીજ પેલા કારકુને મારી પાસેથી પોતાને લખવામાં ઘણી મહેનત પડી હતી, એમ કહીને તે માગી લીધી."

**પોર્શીઆએ** આ સાંભળતાં ગુસ્સે થઇ, અને પોતાની વીંટી આપી દેવા માટે ઠપકો આપ્યો. તે બોલી કે, **નેરિસાનું** બોલવું હવે તેને ખરૂં લાગે છે કે, કોઇ સ્ત્રીને તમે વીંટી આપી આવ્યા છો. પોતાની પ્રિય પત્નિને આ પ્રમાણે રૂઠેલી જોઈને **બેસાનીઓને** ખેદ થયો; તે વ્યાકુળતાથી બોલ્યો, "મારી આબરૂના સોગન ખાઇને કહું છું કે, મેં જેને વીંટી આપી છે તે કોઈ સ્ત્રી નહી પણ એક વિદ્વાન વકીલ છે. મેં તેને ત્રણ હજાર ડ્યુકેટ આપવા માંડ્યા પણ તે લેવાની ના પાડી અને આ વીંટી માગી; અને જ્યારે તે આપવાની મેં ના પાડી ત્યારે તે રીસાઇને જતો રહ્યો. વહાલી **પોર્શીઆ** તે વખતે મારે શું કરવું! પણ કૃતઘ્ન થતાં મને શરમ લાગી તેથી મેં વીંટી પાછળથી તેને મોકલી આપી. તે વખતે જો તું પોતે હાજર હોત તો તે વીંટી મારી પાસેથી માગી લઇને તે ભલા વકીલને આપત એ તો હું ખાત્રીથી કહું છું."

એન્ટોનીઓ બોલી ઉઠ્યો, "અરેરે, આ બધો કજીઓ મારે વાસ્તેજ થાય છે !"

પોર્શીઆએ, એન્ટોનીઓને કહ્યું કે તમે દિલગીર ન થાઓ. આપ તો અમારે ત્યાં ભલે પધાર્યા પછી એન્ટોનીઓ બોલ્યો, "એક વખતે બેસાનીઓને માટેજ મેં મારૂં શરીર જોખમમાં નાંખ્યું હતું, અને જેને તમારા પતિએ વીંટી આપી તે ન હોત તો ખચીત મારૂં મરણ નીપજ્યું હોત. પણ હવે ફરીથી તમારી સાથે બંધાઉં છું કે, તમારો પતિ જો તમારી સાથે પરણેતરનું નાતું ન પાળે તો મારે મારો જીવ આપવો." પોર્શીઆ બોલી, "ઠીક છે ત્યારે તમે તેના જામીન છો; આ વીંટી તેમને આપો અને કહો કે, બીજી વખત હવે સંભાળી રાખે."

બેસાનીઓએ જ્યારે વીંટી તરફ જોયું ત્યારે તેને આશ્ચર્ય લાગ્યું કે, એ તો તેણે આપી હતી તેજ છે; પછી પોર્શીઆએ પોતે કેવી રીતે વકીલ થઈ હતી તથા નેરિસા કારકુન થઈ હતી તે બધી હકીકત વર્ણવી. પોતાની સ્ત્રીની હુશીઆરીથી એન્ટોનીઓનો છૂટકારો થયો હતો એમ જ્યારે બેસાનીઓએ જાણ્યું ત્યારે તેને ન વર્ણવી શકાય એવું આશ્ચર્ય અને આનંદ ઉત્પન્ન થયાં.

ફરીથી પોર્શીઆએ એન્ટોનીઓનો આદરસત્કાર કર્યો અને દૈવયોગથી એન્ટોનીઓના કાગળો જે તેના હાથમાં આવ્યા હતા તે તેને આપ્યા. તેની અંદર તેનાં વહાણ જે નાશ પામ્યાં એમ ધારતા હતા તે સહીસલામત બંદરમાં આવ્યાં તેની વાત લખેલી હતી. આ પૈસાદાર વેપારીની વાત શરૂઆતમાં તો દિલગીરી ઉપજાવનાર બની હતી પણ પાછળથી જ્યારે બધાં આનંદમાં ફુરસદે બેસતાં ત્યારે આ વીંટીની તથા પતિઓ પોતાની પત્નિઓને ન પારખી શકયા તે વિષે વાત સંભારી ગમતમાં વખત ગાળતાં. ગ્રેશિયાનો હંમેશ મશ્કરીમાં બોલતો કેઃ—

જ્યાં સુધી તે જીવશે ત્યાં સુધી નેરિસાની વીંટી જાળવી રાખવા માટે બીજા કોઈથી પણ તે ઠગાવાનો નથી.

---

# TEMPEST.

# જાદુઈ તોફાન.



સમુદ્રમાં એક ચોકસ ટાપુ હતો, તેના રહેવાસીઓમાં પ્રોસ્પેરો નામનો એક વૃદ્ધ પુરૂષ અને મિરેન્ડા નામની તેની સુંદર કુમારિકા હતી. તે બાળા આ ટાપુમાં આવી ત્યારે એટલી તો નાની હતી કે, પોતાના બાપ શિવાય બીજા કોઈ પણ માણસ જાતનો ચેહેરો જોયેલો તેને યાદ ન હતો.

ખડકમાંથી કોતરી કાઢેલી એક ગુફામાં તેઓ રહેતાં હતાં. આ ગુફામાં કેટલાક ખંડ હતા, જેમાંના એકને પ્રોસ્પેરો અભ્યાસ કરવાનો ઓરડો કહેતો હતો. ત્યાં તે પોતાની ચોપડીઓ રાખતો. તે ચોપડીઓ જાદુવિદ્યાને લગતી હતી. તે વિદ્યાને તે વખતના વિદ્વાન લોકો બહુ ચાહતા હતા. આ વિદ્યાને લગતું જ્ઞાન તેને આ વખતે ઘણુંજ ઉપયોગમાં આવ્યું. તે આ ટાપુ ઉપર દૈવયોગથી આવી ચઢયો હતો. તેના આવ્યાની થોડોક વખત અગાઉ મરણ પામેલી સાઈકોરેક્સ નામની ડાકણે આ ટાપુ ઉપર માયા ફેલાવી હતી. સાઈકોરેક્સ ડાકણે પોતાની ઘાતકી આજ્ઞા ન માનનાર કેટલાક ભલા વીરોને ઝાડની બખોલમાં પુરી મૂકયા હતા. ત્યાંથી પ્રોસ્પેરોએ તેમને પોતાની વિદ્યાના જોરથી છૂટા કર્યા. આ ગુણવાન વીરો ત્યારથી પ્રોસ્પેરોને તાબે થઈ રહ્યા હતા. તે સર્વમાં એરીઅલ મુખી હતો.

આ નાનો હસમુખો એરીઅલ સ્વભાવે દુષ્ટ ન હતો, પણ કેલિબન નામના એક કદરૂપા પ્રાણીને પજવવામાં તે વધારે આનંદ માનતો હતો. કારણ કે, તે તેની જુની શત્રુ સાઈકોરેક્સનો છોકરો હતો, અને તેથી તે તેની ઉપર દ્વેષ રાખતો. આ કેલિબન પ્રોસ્પેરોને જંગલમાંથી મળી આવ્યો હતો. તેની આકૃતિ માણસ બદલે વાંદરાને

વધારે મળતી હતી. **પ્રોસ્પેરોએ** તેને પોતાની ગુફામાં આણીને બોલતાં શીખવ્યું હતું. **પ્રોસ્પેરો** તેની ઉપર માયા રાખતો, પરંતુ **કેલિબનને** પોતાની મા **સાઇકોરેક્સ** તરફથી વારસા દાખલ તેનો ખરાબ સ્વભાવ મેળવ્યો હતો એટલે એ કાંઈ સારૂં અથવા ઉપયોગી કામ કરતાં શીખ્યો નહી. માટે તેને એક ગુલામની માફક જંગલમાંથી લાકડાં લાવવાનું અને બીજું મજુરીનું કામ સોંપવામાં આવ્યું હતું. આ કામને બરાબર બજાવે છે કે નહી તેની તપાસ રાખવાને તેના ઉપરી તરીકે **એરીઅલને** રાખ્યો હતો.

જ્યારે **કેલિબન** આળસાઇથી કરવાનું કામ ભુલી જતો ત્યારે **એરીઅલ** ( જે **પ્રોસ્પેરો** શિવાય બીજા કોઇની પણ નજરે પડતો ન હતો ) ધીમેથી આવીને તેને ચુંટી ખણતો, અને કોઈ વખત તો તેને કાદવમાં હડસેલી પાડતો, અને તે વખતે વાંદરાના વેશમાં તેને દેખાઇને દાંત કહાડી ચીડવતો; અને પછી તરતજ રાની ડુકરના વેશમાં બદલાઈ જઇ તેના રસ્તામાં આળોટી પડતો તેથી **કેલિબનને** બીક લાગતી કે, રખેને તેના કાંટા તેના ઉઘાડા પગમાં વાગે. આ પ્રમાણે જુદી જુદી યુક્તિઓ કરીને **એરીઅલ પ્રોસ્પેરોએ** સોંપેલું કામ તેની પાસે કરાવતો.

આવા બળવાન વીરો તેને તાબે હતા. તેથી **પ્રોસ્પેરો** પવન અને દરીઆના મોજા ઉપર પણ હાકમી ચલાવી શકતો. તેના હુકમથી દરીઆમાં મોટું તોફાન ઉઠયું હતું. દરીઆના આ ભયાનક તોફાનની વચમાં જાણે હમણાંજ નાશ પામશે, એવું એક સુંદર વહાણ આવી ગયલું **પ્રોસ્પેરોએ** પોતાની છોકરીને દેખાડીને કહ્યું કે, એની અંદર આપણા જેવા જીવતા પ્રાણીઓ છે. છોકરી બોલી, ' અરે મારા વહાલા પિતા, જો તમારાજ હુકમથી આ તોફાન ઉઠયું હોય તો તેમનાં દુઃખ જોઇને દયા કરો, જુઓ! વહાણ હમણાં ભાગીને કટકા થઈ જશે. ગરીબ પ્રાણીઓ ! તેઓ હમણાં નાશ પામશે. જો મારામાં શક્તિ હોય તો આ દરીઆને પૃથ્વીની નીચે નાંખી દઉં પણ આ સુંદર વહાણ કે તેમાંના કીમતી જીવોને નાશ થવા ન દઉં."

પ્રોસ્પેરો બોલ્યો, " મિરેન્ડા, ધભરા ના. હું કાંઈ પણ નુકશાન થવા દેવાનો નથી. મેં એવો હુકમ કર્યો છે કે, વહાણુમાંના કોઇ પણ ઉતારૂને કાંઇ પણ ઇજા ન થાય. પુત્રી, જે કાંઇ મેં કર્યું છે તે તારે વાસ્તેજ કર્યું છે. તું પોતે કોણ છે અને કયાંથી આવી છે તે તું મુદ્દલ જાણુતી નથી, મારે વિષે પણુ તું એટલું જ જાણે છે કે, હું તારો બાપ છું અને આ કંગાલ ગુફામાં રહું છું. તું આ ગુફામાં રહેવા આવી તેની આગળનું કાંઈ તને યાદ છે? હું તો ધારૂં છું કે તને કાંઈ પણુ યાદ નહી હોય કારણુ કે તે વખત તને પૂરાં ત્રણુ વર્ષ પણુ થયાં ન હતાં."

મિરેન્ડાએ જવાબ આપ્યો, " મને કાંઇક યાદ આવે છે ખરૂં."

પ્રોસ્પેરોએ પુછયું, "તને શું યાદ આવે છે? કોઈ ધર કે માણુસ? અચ્છા, તને જે કાંઇ સાંભરતું હોય તે કહી દે."

મિરેન્ડા બોલી, " એ તો મને સ્વપ્નના જેવું લાગે છે. પણુ મારી ચાકરીમાં ચાર કે પાંચ સ્ત્રીઓ એક વખત હતી."

પ્રોસ્પેરોએ જવાબ આપ્યો, " તારી ચાકરીમાં એથી પણુ વધારે હતી. તે તને કેવી રીતે યાદ રહ્યું છે? પણુ તું અત્રે કેમ આવી તે તને સાંભરે છે?"

મિરેન્ડા બોલી, " ના જી આ શિવાય બીજું કાંઈ મને યાદ નથી."

પ્રોસ્પેરોએ કહ્યું, " મિરેન્ડા, બાર વર્ષ અગાઉ હું મિલાનનો ડયુક હતો, અને તું રાજકુમારી મારી એકલીજ વારસ હતી. એન્ટોનીઓ નામનો મારો એક નાનો ભાઈ હતો, તેના ઉપર હું બધો વિશ્વાસ રાખતો. હું એકાંતવાસ અને અભ્યાસનો શોકીન હતો તેથી મારા રાજ્યનો બધો વહિવટ ચલાવવાનું કામ તારા કાકા અને મારા દગાખોર ભાઇને સોંપ્યું હતું. પુસ્તકોમાંજ નિમગ્ન બનીને મેં સંસારની બધી પીડાઓ તજી દીધી. મારો ભાઈ એન્ટોનીઓ આ પ્રમાણે રાજ્ય વહિવટ મળવાથી પોતાનેજ ડયુક સમજવા લાગ્યો. મારા રાજ્યમાં તેને આ પ્રમાણે પ્રખ્યાત થવાની તક મળી અને તેથી મારૂં રાજ્ય પચાવી

પાડવાનો લોભ તેને ઉત્પન્ન થયો. નેપલ્સનો બળવાન રાજા જે, મારો વેરી હતો તેની મદદથી તેણે મારૂં રાજ્ય પચાવી પાડયું."

મિરેન્ડા બોલી, "ત્યારે તેજ વખતે આપણો નાશ તેઓએ શા માટે ન કર્યો!"

બાપે જવાબ આપ્યો, "બેટા, મારી પ્રજા મને એટલી તો ચાહતી હતી કે, તેમ કરવાની તેઓ હીંમત કરી ન શકયા. એન્ટોનીઓ આપણને એક વહાણમાં બેસાડીને દરીઆમાં લઈ ગયો અને કેટલેક દુર ગયા પછી આપણને લંગર, સઢ કે હલ્લેસાં વગરના એક નાના મછવામાં જોરાવરીથી ઉતારી પાડ્યાં. અહીં અમને મુકવાની તેની મતલબ એટલીજ હતી કે, આપણે નાશ પામીએ. પણ મારી દરબારનો ગોન્ઝેલો નામનો ઉમરાવ મારા ઉપર ઘણી માયા રાખતો હતો, તેણે તે મછવામાં છુપી રીતે પાણી, ખોરાક, કપડાં અને મારા રાજ્ય કરતાં પણ હું વધારે કીમતી ગણતો હતો એવાં કેટલાંક પુસ્તકો મુકયાં હતાં."

મિરેન્ડા બોલી, "અરે પિતાજી, આ વખતે હું તમને કેવી પીડાકારી થઈ પડી હઈશ!"

પ્રોસ્પેરો બોલ્યો, "નહી, મારી પુત્રી, તું નાની રમકડા જેવી હતી તેથીજ મારો જીવ રહ્યો. તારા નિર્દોષ હસવાથીજ મારૂં દુઃખ ઓછું થયું. આપણો ખોરાક આપણે આ ઉજ્જડ ટાપુ ઉપર ઉતર્યાં ત્યાં સુધી ચાલ્યો. અને મિરેન્ડા, તે પછી તને ભણાવવામાં મ મારો આનંદનો વખત કાઢ્યો, અને મારા શિક્ષણનો તેં સારો લાભ લીધો."

મિરેન્ડા બોલી, "મારા પ્રિય પિતા, ઈશ્વર તમારૂં ભલું કરો. પણ હવે મહેરબાની કરીને, આ દરીઆમાં તમે તોફાન શા માટે ઉત્પન્ન કર્યું છે તે કહો."

તેના પિતાએ કહ્યું, "જો સાંભળ, આ તોફાનના જોરથી મારો વેરી નેપલ્સનો રાજા અને મારો ક્રૂર ભાઇ આ ટાપુના કીનારા ઉપર આવી પડ્યા છે."

આટલું કહીને **પ્રોસ્પેરોએ** પોતાનો જાદુઈ દંડ પોતાની પુત્રીને ધીમેથી લગાડ્યો, એટલે તે ભર ઉંઘમાં પડી; કારણ કે આ વખતે **એરીઅલ** પોતાના ધણીને વહાણ માંહેલા માણસોનું શું થયું તેનો હેવાલ કહેવા આવ્યો હતો; **એરીઅલ** અને બીજી શકિતઓને **મિરેન્ડા** જોઈ શકતી ન હતી, તેથી **પ્રોસ્પેરો** પોતે હવા સાથે વાત કરે છે એમ તેને જણાવવા માગતો ન હતો.

**પ્રોસ્પેરોએ** **એરીઅલને** કહ્યું, " કેમ મારા બહાદુર, તારૂં કામ તેં કેવું બજાવ્યું ! "

**એરીઅલે** તોફાન અને ખલાસીઓના ભયનું છટાદાર વર્ણન કર્યું. રાજપુત્ર **ફર્ડીનાન્ડ** સમુદ્રમાં પહેલો કુદી પડ્યો; અને તેના બાપે વિચાર્યું કે, તેનો વહાલો પુત્ર મોજાંઓમાં અટવાઇ મુઓ. **એરીઅલ** બોલ્યો, " પણ તે સલામત છે, અને આ ટાપુના એક ખુણામાં માથે હાથ દઈને પોતાના બાપને ડુબી મુએલો જાણી દિલગીરીમાં ગરકાવ થઈ બેઠો છે. તેનો એક વાળ પણ વાંકો વળ્યો નથી અને તેનો રાજવંશી પોષાક સમુદ્રમાં જો કે ભીંજાઈ ગયો છે તો પણ પ્રથમના કરતાં વધારે શોભાયમાન દેખાય છે. "

**પ્રોસ્પેરો** બોલ્યો, " શાબાશ, મારા નાજુક **એરીઅલ.** તેને અહીં લાવ, મારી છોકરી આ જુવાન રાજકુમારને ભલે જુએ. રાજા અને મારો ભાઈ કયાં છે ! "

**એરીઅલે** જવાબ દીધો, " તેઓ **ફર્ડીનાન્ડને** શોધે છે. તેઓ તેને મુએલો જાણે છે પણ કાંઇક આશા રહે છે. ખલાસીઓ પણ બધા સલામત છે પણ એક બીજાને મળી શકતા નથી. દરેક મનમાં એમજ ધારે છે કે, તે એકલોજ બચ્યો છે. વહાણ જો કે તેઓ દેખી શકતા નથી તો પણ કિનારે સલામત છે. "

**પ્રોસ્પેરો** બોલ્યો, " **એરીઅલ,** તારું કામ તેં નિમકહલાલીથી બજાવ્યું છે; પણ હજી થોડું કામ બાકી રહ્યું છે. "

**એરીઅલે** કહ્યું, " હજી બાકી રહ્યું છે ? સાહેબ, તમે મને છુટો કરવા વચન આપ્યું છે તે યાદ કરો. મેં તમારી કેવી ચાકરી કીધી છે ? તમારી પાસે મુદ્દલ જુઠું બોલ્યો નથી, કામમાં જરા પણ ભુલ્યો નથી, અને તમારું કામ બજાવવામાં કાંઈ પણ આનાકાની કે બડબડાટ કર્યો નથી તે તો યાદ કરો. "

**પ્રોસ્પેરો** બોલ્યો, " એટલે ? તને કેવા દુઃખમાંથી મેં છોડવ્યો છે તે ભુલી ગયો કે ? પેલી બુઢાપા અને અદેખાઈથી વાંકી વળી ગયલી પાપી ડાકણ **સાઈકોરેકસ** યાદ આવે છે કે, તે ક્યાં જન્મી હતી ? બોલ, મને જવાબ આપ. "

**એરીઅલે** જવાબ દીધો, " **આલજીરીઆમાં** સાહેબ. "

**પ્રોસ્પેરો** બોલ્યો, " હું એમ હતું કે ? તારી કેવી હાલત હતી તે તને યાદ નથી. મારે તને પહેલેથી પાછું કહેવું જોઈએ. આ ખરાબ ડાકણ **સાઈકોરેકસને** લોકોને સાંભળતાં કંટાળો ઉપજે એવાં તેનાં પાપી કામોને માટે **આલજીરીઆમાંથી** દેશનિકાલ કરીને ખલાસીઓ અત્રે મુકી ગયા હતા. તું નાજુક હતો તેથી તેના ઘાતકી હુકમો બજાવી ન શકયો તેથી તેણે તને ઝાડમાં બંધ કર્યો જ્યાં મેં તને બરાડા પાડતો જોયો. આવા દુઃખમાંથી મેં તને છોડવ્યો. "

નિમકહરામ દેખાયો હોય તેમ શરમાઈને **એરીઅલ** બોલ્યો, " મારા વહાલા શેઠ મને માફ કરો. હું તમારા હુકમને તાબે છું. "

પ્રોસ્પેરોએ કહ્યું, " જો તેમ કરીશ તો હું તને છુટો મુકીશ. " પછી તેણે શું શું કરવું તે વિષે **એરીઅલને** હુકમ આપ્યો. **એરીઅલ** ત્યાંથી પોતે જ્યાં **ફર્ડીનાન્ડને** મુકી આવ્યો હતો, ત્યાં આવીને જુએ છે તો તે તેજ હાલતમાં ઘાસ ઉપર બેઠો હતો.

**એરીઅલે** તેને જોઈને કહ્યું " અરે જવાન મર્દ ચાલો મારી સાથે **મિરેન્ડાને** તમારું સુંદર વદન જોવું છે. ચાલો ઝટ. ચાલો, સાહેબ, મારી પાછળ ચાલો. " આમ કહી તેણે ગાયન કરવા માંડયું.

પાંચ વામ પાણીની નીચે, પડ્યા છે તારો તાત;
હાડ શંખ બન્યા ને નેત્રો, મોતી જ્યોતી સાક્ષાત. પાંચ.

ફેરફાર એવો સાગરથી, પણ કાંઈ ન થાશે ઘાત;
પારાવાર તણી પરિયો સૌ, વગાડે ભલી ભાત. પાંચ.

અદ્‌ભુત કિમતી સરસ સુરથી, કરશે મન રળિયાત;
જુઓ હવે તે સુર સૂણું હું, ધાંગ ધીંગ ધીંનન ધાત. પાંચ.

* * * * * *

આ પ્રમાણે પોતાના ખોવાયલા બાપના સમાચાર સાંભળીને રાજકુમાર જે દિલગીરીમાં ગરકાવ થઈ ગયો હતો તે જરા સાવધ થયો. **એરીઅલ**ના સ્વરની પાછળ તે ચાલ્યો. તે તેને **પ્રોસ્પેરો** તથા **મિરેન્ડા** જ્યાં બેઠાં હતાં ત્યાં લઈ આવ્યો. તેઓ બેઉ જણાં એક ઝાડના છાંયડા નીચે બેઠાં હતાં. મિરેન્ડાએ પોતાના બાપ શિવાય બીજા કોઇ માણસને આજ સુધી દીઠો ન હતો.

પ્રોસ્પેરો બોલ્યો "મિરેન્ડા, કહે જોઈએ તું ત્યાં શું જુએ છે ?'

મિરેન્ડા અજાયબીથી બોલી, " અરે પિતા, એ કોઈ દેવ દેખાય છે. અરે ઇશ્વર, તે કેવો આસપાસ જુએ છે ! મને કહો કે, આ કોઈ સુંદર પ્રાણી છે કે દેવતા છે !"

બાપે ઉત્તર દીધો, " નહી, છોકરી, તે ખાય છે, ઉંઘે છે અને આપણા જેવી સમજણ ધરાવે છે. આ જુવાન માણસ જેને તું જુએ છે તે પેલા વહાણમાં હતો. દિલગીરીથી એનો ચેહેરો બદલાઈ ગયો છે નહી તો એ વધારે સુંદર દેખાત. એના સોબતીઓ ખોવાઈ ગયા છે તેમને શોધવા માટે તે આમતેમ ભટકે છે."

મિરેન્ડા આજ સુધી એમજ સમજતી કે, દરેક માણસનો ચેહેરો પોતાના બાપના જેવો ગંભીર અને દાઢી પણ તેના જેવીજ સફેદ હશે. પણ આ જુવાનનો સુંદર ચેહેરો જોઈને તે પરમાનંદ પામી. ફર્ડીનાન્ડ પણ આવી વેરાન જગામાં આવી મનોહર કુમારિકાને જોઈને આશ્ચર્ય

પામ્યો. જે નવાઈ જેવા શબ્દો એને કાને પડ્યા તેથી કરીને આ બેટને તે જાદુઈ બેટ સમજ્યો અને મિરેન્ડાને એ બેટની દેવી ગણીને તેજ પ્રમાણે તેને બોલાવવા લાગ્યો.

મિરેન્ડાએ બીતાં બીતાં જવાબ આપ્યો કે હું કોઈ દેવી નથી પણ માત્ર એક કુમારિકા છું. એમ કહીને પોતાનો વધુ હેવાલ કહેવા જતી હતી એટલામાં પ્રોસ્પેરોએ એને અટકાવી. તેઓ એક બીજાને જોતાંજ મોહિત થયાં છે એમ જાણી તે આનંદ પામ્યો. પણ ફર્ડીનાન્ડની ધીરજ તપાસી જોવા માટે તેણે તેઓના રસ્તા વચ્ચે કાંઈ કાંઈ અડચણો નાંખવાનો વિચાર કર્યો. પાસે આવીને પ્રોસ્પેરોએ ગુસ્સે થવાનું ડોળ ઘાલીને તેને ખૂબ ધમકાવ્યો. પોતે જે આ બેટનો માલેક હતો તેના હાથમાંથી એ બેટ લઈ લેવા માટે તે જાસુસ તરીકે આવ્યો હતો એમ પણ કહ્યું. વળી તે બોલ્યો, " મારી પાછળ ચાલ. તારી ગરદન તથા તારા પગ સાથે બાંધવા પડશે. દરીઆનું પાણી તને પીવાને મળશે. ખાવાને માછલીનાં કોટલાં, સુકાં મુળીઆં અને અનાજનાં છાલાં મળશે." આ સાંભળી ફર્ડીનાન્ડ બોલ્યો, " નહી, જ્યાંસુધી હું તમને વધારે બલવાન શત્રુ તરીકે નહી જાણું ત્યાંસુધી તમારે તાબે થઈશ નહી." આમ કહીને પોતાની તરવાર તેણે ખેંચી કાઢી. પણ પ્રોસ્પેરોએ પોતાનો જાદુઈ દંડ હલાવી તેને ત્યાંજ સ્થિર કરી રાખ્યો તેથી તેનામાં હાલવા ચાલવાની મુદલ શક્તિ રહી નહી.

મિરેન્ડા બાપને વળગીને બોલી, " પિતાજી, આમ નિર્દય ન થાઓ. એની ઉપર દયા લાવો. હું એની જામીન થાઉં છું. મેં જેને જોયા છે તેમાં એ બીજો છે. અને એ મને ચહાય છે."

બાપે કહ્યું, " છોકરી, ચૂપ રહે ! તારા એક પણ શબ્દથી મને ગુસ્સો લાગશે. અજાણ્યાનો વળી બચાવ કેવો ? તેં એને અને કેલિબાનને માત્ર જોયા છે, પણ બીજા એનાથી વધારે સુન્દર પડ્યા છે." આમ કહીને તેણે પોતાની છોકરીની પરીક્ષા લીધી. પણ મિરેન્ડાએ જવાબ આપ્યો, " મારૂં હૈયું ઘણુંજ પોચું છે. એના કરતાં વધારે ભલો જોવાની મને હોંસ નથી."

પ્રોસ્પેરોએ રાજકુંવરને કહ્યું, "જુવાન માણસ, મારી પાછળ ચાલ. સામે થવાની તારી શક્તિ નથી."

ફર્ડીનાન્ડે જવાબ આપ્યો, "ખરેખર, મારી શક્તિ નથી." પોતાની સામે થવાની શકિત જાદુના જોરે જતી રહી છે એમ ન જાણી, પોતે આમ એકાએક પ્રોસ્પેરોને તાબે થઇ ગયો તેને વિષે આશ્ચર્ય પામતો તેની પાછળ ચાલ્યો. પ્રોસ્પેરોની પાછળ ગુફામાં જતાં મિરેન્ડાની તરફ જોતાં જોતાં તે બોલ્યો, "હું જાણે સ્વપ્નમાં હોઉં એમ મને લાગે છે. પણ જો આ સુન્દરીનું મોઢું મારા કેદખાનામાં દિવસમાં એક વખત જોઉં તો પણ મારૂં દુઃખ તથા આ માણસ જે મારી ઉપર સખતાઈ વાપરે છે તે ભૂલી જાઉં."

પ્રોસ્પેરોએ ફર્ડીનાન્ડને ગુફામાં કેદ વધારે વખત ન રાખ્યો. તે પોતાના કેદીને થોડી વારમાંજ બહાર લાવ્યો અને તેને સખત મહેનતનું કામ કરવાનું સોંપ્યું અને તે કામ બરાબર કરે છે કે નહી તેની દેખરેખ રાખવાને પોતાની છોકરીને હુકમ કર્યો. પોતે પોતાના અભ્યાસના ઓરડામાં જવાનું બહાનું કરી ત્યાં છુપો રહ્યો.

પ્રોસ્પેરોએ ફર્ડીનાન્ડને મોટા કદના કેટલાક લાકડાના કડકાઓને ખડકવાનું કામ સોંપ્યું હતું. રાજકુંવરોને મહેનતનું કામ કરવાની ટેવ હોતી નથી તેથી મિરેન્ડાએ જોયું કે, મારો પ્યારો મહેનતથી મરણતોલ થઈ ગયો છે. તે બોલી, "અરેરે ! આવી સખત મહેનત ન કરો. મારા પિતા અભ્યાસ કરવામાં રોકાયા છે. તે ત્રણ કલાક સુધી આવવાના નથી. થોડીવાર વીસામો લ્યો."

ફર્ડીનાન્ડે કહ્યું, "અરે ભલી સ્ત્રી, મારી એમ કરવાની હીંમત ચાલતી નથી. વીસામો લેવાની પહેલાં મારે મારૂં કામ પુરૂં કરવું જોઇએ."

મિરેન્ડાએ જવાબ આપ્યો, "તમે બેસશો ત્યાં સુધી લાકડાં ખડકવાનું કામ હું કરીશ." પણ આમ કરવા ફર્ડીનાન્ડે કબુલ ન કર્યું. તેને મદદ કરવાને બદલે મિરેન્ડા અડચણકર્તા થઈ પડી. કારણ કે તેઓ

બેઉ જણાં વાતે વળગ્યાં અને તેથી લાકડાં ખડકવાનું કામ ઘણું ધીમેથી ચાલ્યું.

**પ્રોસ્પેરોએ** આ સખત મહેનતનું કામ તેને સોંપ્યું હતું પણ તેમના પ્યારની પરીક્ષા લેવા માટેજ. કારણ કે પોતાની છોકરી ધારતી હતી તેમ તે અભ્યાસ કરવામાં રોકાયલો ન હતો પણ તેમની વાતચીત સાંભળતો છુપો ઉભો હતો.

**ફર્ડીનાન્ડે** તેનું નામ પુછ્યું, તેના જવાબમાં તેણે પોતાનું નામ આપતાં કહ્યું કે, આ હું મારા પિતાજીના હુકમ વિરૂદ્ધ ચાલી છું.

પોતાની છોકરી પોતાના હુકમથી વિરૂદ્ધ આ પહેલી વખત ચાલી તેથી તે હસ્યો. તેણે પોતાના જાદુના જોરથી તેને પ્યારમાં નાંખી હતી તેથી તેની તરફથી આજ્ઞાભંગ થતાં તે મુદ્દલ ગુસ્સે ન થયો. **ફર્ડીનાન્ડે** બધી સ્ત્રીઓ કરતાં હું તમને વધારે ચાહું છું આવા શબ્દો **મિરેન્ડાને** કહ્યા તે પણ તેણે સાંભળ્યા.

દુનીઆમાંની બધી સ્ત્રીઓથી પોતે વધારે સુન્દર છે એવાં **ફર્ડી-નાન્ડને** મોઢેથી વખાણ સાંભળી **મિરેન્ડાએ** જવાબ આપ્યો, "કોઈ પણ સ્ત્રીનો ચહેરો મેં જોયો હોય એવું મને યાદ નથી; અને મારા ભલા મિત્ર એક તમારો અને એક મારા વહાલા બાપના ચહેરા શિવાય કોઈ બીજા પુરૂષનો ચહેરો મેં જોયો નથી. દુનીઆના લોકોના ચહેરા કેવા છે તે હું જાણુતી નથી. પણ સાહેબ, એટલું તો ચોક્સ જાણજો કે, આખી દુનીઆમાં તમારા શિવાય બીજા કોઇને ચાહીશ નહી, અને તમારા શિવાય બીજા કોઇ વિષે વિચાર પણ કરીશ નહી. પણ સાહેબ, તમારી સાથે વાત કરવામાં મારા બાપના હુકમથી વિરૂદ્ધ વધારે છુટ લઉં છું."

આ સાંભળીને **પ્રોસ્પેરો** હસ્યો અને ડોકું હલાવીને બોલ્યો, "મારી ઇચ્છા પ્રમાણે બધું બને છે. મારી છોકરી **નેપલ્સની** રાણી થશે."

પછી **ફર્ડીનાન્ડે** જેમ જુવાન રાજકુમારો વિવેકથી બોલે છે તેમ, નિર્દોષ **મિરેન્ડાને** કહ્યું કે, હું **નેપલ્સનો** પાટવી કુંવર છું અને તું મારી રાણી થશે.

તે બોલી, "અરે સાહેબ, આવાં આનંદદાયક વચનો સાંભળી મને હરખનાં આંસુ આવે છે પણ આ બધી મારી મૂર્ખાઈ છે. હું તમને સાદાઈથી જવાબ આપીશ. જો તમે મારી સાથે લગ્ન કરશો તો હું તમારી સ્ત્રી થઈશ."

ફર્ડીનાન્ડ તેનો ઉપકાર માનવા જતો હતો પણ પ્રોસ્પેરોએ તેને પોતાનો દેખાવ આપીને તેમ કરતો અટકાવ્યો.

તે બોલ્યો, "છોકરાંઓ, ધાસ્તી ન ખાઓ. તમારી બધી વાતો મેં સાંભળી છે. અને ફર્ડીનાન્ડ હું તારી સાથે સખ્તાઇથી વર્ત્યો છું પણ તેનો બદલો તને મારી પુત્રી આપીને વાળી દઇશ. તારો પ્યાર ખરો છે કે નહી તે તપાસવા માટેજ આવી સખત તપાસ મેં કીધી હતી તેમાં તું ફાવ્યો છે. તારા ખરા પ્યારના બદલામાં મારી છોકરી લે. મારી પુત્રી ગુણમાં સર્વોપરી છે એવું હું કહું તો તે તું હસી કહાડતો નહી." પછી તેને જરૂરના કામસર જવાનું હોવાથી "હું આવું ત્યાં સુધી તમે અહીંજ બેસજો." એમ કહી પોતે જતો રહ્યો. મિરેન્ડાએ પોતાના બાપની આ આજ્ઞા ઘણી ખુશી સાથે કબૂલ રાખી.

પછી પ્રોસ્પેરોએ એરીઅલને બોલાવ્યો. તે તરતજ ત્યાં આવ્યો અને નેપલ્સના રાજા પ્રોસ્પેરોના ભાઇનું શું કર્યું તે કહેવાને તે આતુર હતો. એરીઅલે કહ્યું, "મેં તેમને એવી તો અદ્‌ભુત માયા દેખાડી કે, તેઓ જે કાંઈ સાંભળતા તથા જોતા તેથી તેઓ બીકને મારે અધમુઆ જેવા થઈ ગયા. ભટકીને જ્યારે તેઓ થાકી ગયા અને ભૂખથી તેઓ અધમુઆ થઇ ગયા ત્યારે તેઓની પાસે સ્વાદિષ્ટ ભોજનની થાળ મુકી અને જેવા તેઓ તેમાંથી ખાવા ગયા કે, પાંખવાળા હારપી રાક્ષસનું રૂપ ધારણ કરી દેખાવ દીધો અને થાળ અલોપ કરી. તેમની આશ્ચર્યતામાં હારપી સ્વરૂપે હું બોલ્યો, "તમે પ્રોસ્પેરોને તેના રાજમાંથી હાંકી કાઢવાનું, અને તેને અને તેની બાળક પુત્રીને દરીઆમાં ડુબાવી મુકીને જેવું ઘાતકી કામ કર્યું છે, તેનુંજ આ વખતે બીકથી તમારે ખમવું જોઈએ."

**નેપલ્સનો** રાજા અને નિમકહરામ ભાઇ **એન્ટોનીઓ પ્રોસ્પે-રોને** ગેરઇનસાફ કરવા માટે પસ્તાવા લાગ્યા છે એમ **એરીઅલે** પોતાના શેઠને કહ્યું. વળી કહ્યું કે, મારા જેવાને તેમની દયા આવે છે તો તમારે પણ હવે તેમની ઉપર દયા કરવી જોઈએ.

**પ્રોસ્પેરોએ** કહ્યું, " **એરીઅલ**, તેમને અહીં લઈ આવ. તારા જેવાને જ્યારે તેમના દુઃખથી દયા આવે છે તો હું તો મનુષ્ય પ્રાણી છું તો મને દયા શા માટે ન આવે ? **એરીઅલ**, જા તેમને અહીં લઇ આવ. "

થોડી વારમાંજ **એરીઅલ** રાજા **એન્ટોનીઓ** અને બુઢ્ઢા **ગોન્ઝાલોને** પોતાના શેઠની પાસે, આકાશમાં ગાયન કરતો કરતો લઈ આવ્યો. તેઓ તેના ગાયન ઉપર આશ્ચર્ય પામતા આવતા હતા. **પ્રોસ્પેરોનો** નાશ થાય એવી મતલબથી તેના પાપી ભાઈએ જ્યારે તેને મછવામાં મુકયો હતો ત્યારે તેને દયાથી અન્ન પાણી તથા પુસ્તકો પુરાં પાડનાર આજ **ગોન્ઝાલો** હતો.

દિલગીરી તથા બીકથી તેઓ એવા તો બાવરા બની ગયા હતા કે, **પ્રોસ્પેરોને** ઓળખી ન શકયા. પ્રથમ તેણે **ગોન્ઝાલોને** પોતાની જીંદગીનો બચાવનાર કહીને પોતાની ઓળખ આપી. પછી પોતાના ભાઈ અને પાછળથી રાજાને જાણ પડવા દીધી કે તે પોતેજ દુઃખી **પ્રોસ્પેરો** હતો.

**એન્ટોનીઓએ** આંખમાં આંસુ લાવીને ખરા દિલથી પસ્તાવો કર્યો, અને પોતાના ભાઇની ક્ષમા માગી, પછી રાજાએ પોતે **એન્ટોની-ઓને** મદદ કીધી હતી તેથી ખરા દિલનો પસ્તાવો કર્યો. **પ્રોસ્પેરોએ** તેમને ક્ષમા આપી. પોતાનું રાજ પોતાને સ્વાધીન થયું એટલે **પ્રોસ્પે-રોએ નેપલ્સના** રાજાને કહ્યું, " હું પણ તમને એક બક્ષીસ આપીશ. " આમ કહી તેણે દરવાજો ઉઘાડ્યો અને ત્યાં **ફર્ડીનાન્ડને મિરેન્ડા** સાથે શેત્રંજ રમતો બેઠેલો દેખાડ્યો.

આ વખતે આ બાપ દીકરાના હર્ષનો પાર રહ્યો નહી, કારણ કે, તેઓ બેઉ જણા એકબીજાને મુએલા જાણતા હતા.

મિરેન્ડા બોલી, "કેવી અજાયબી ! આ કેવાં પ્રતાપી પ્રાણીઓ છે ! આવા લોકો વસતા હશે તે બહાદુર દુનીઆ હશે."

નેપલ્સનો રાજા પોતાના છોકરાની માફક મિરેન્ડાની સુંદરતા અને ચાલચલણુથી આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો, "આ છોકરી કોણ છે ? આ તો આપણને છુટા પાડનારી અને ફરીથી એકઠા મેળવનારી દેવી દેખાય છે."

પોતે પ્રથમ મિરેન્ડાને જોઈને જેવી ભુલ કીધી હતી તેવી પોતાના બાપને કરતો જોઈને ફર્ડીનાન્ડ હસીને બોલ્યો, "નહી, સાહેબ, એ પણ માનવી જાત છે, પણ ઇશ્વરની ઇચ્છાથી તે મારી છે. આપને મુએલા જાણી આપની રજા વગર મેં એને પસંદ કીધી છે. મિલાનના પ્રખ્યાત ડયુક પ્રોસ્પેરો જેની કીર્તિ મેં સાંભળી છે પણ હાલ શિવાય કોઈ પણ વખત મેં તેમને દીઠા ન હતા તેમની પુત્રી છે. તેમણે મને નવી જીંદગી આપી છે. આ સ્ત્રી મને પરણાવી આપીને તેઓ મારા બીજા બાપ થયા છે."

રાજાએ કહ્યું, "ત્યારે હું પણ મિરેન્ડાનો બાપ થઇશ પણ બાપ થઈને દીકરીની ક્ષમા માગવી એ ઠીક નહીં દેખાય."

પ્રોસ્પેરો બોલ્યો, "જે બનાવનો છેડો ખુશીમાં હોય તેનાં જુનાં દુઃખો સંભારવામાં કાંઈ માલ નથી." પછી તે પોતાના ભાઇને ફરીથી ભેટયો અને તેને પોતે ક્ષમા કરી છે એવી તેની ખાત્રી કરી તે બોલ્યો, "તે મહાન્ સર્વ શકિતમાન ઈશ્વરની એવીજ ઇચ્છા હશે, નહી તો મારે મારા રાજ્યથી ભ્રષ્ટ થવું શું ? મારી પુત્રી નેપલ્સની રાણી થાય, તેને વાસ્તે આ ઉજ્જડ બેટમાં મળવું, રાજપુત્રનું તેની સાથે પ્યારમાં પડવું એ બધું બને કયાંથી ?"

એન્ટોનીઓ જે શરમ તથા પશ્ચાત્તાપને લીધે રડતો હતો તેને શાંત કરવા માટેજ પ્રોસ્પેરો આવા માયાળુ શબ્દો બોલ્યો હતો. દયાળુ બુઢ્ઢો ગોન્ઝાલો તો ખુશીને લીધે રડવા લાગ્યો, અને આ જુવાન જોડાને ઈશ્વર સુખી રાખે એવા આશીર્વાદ આપવા લાગ્યો.

પછી પ્રોસ્પેરોએ તેમને કહ્યું, " આપણું વહાણ ખલાસીઓ સુદ્ધાં બંદરમાં સહીસલામત છે અને આવતી કાલે આપણે સવારના પહોરમાં સ્વદેશ તરફ હંકારી જઈશું. અને તેટલા વખતમાં મારી ગરીબ ગુફામાં જે કાંઇ ખાવાનું મળશે તે આપણે ખાઇશું. અને તમને સાંજની મેજબાની આપતી વખતે આ બેટ ઉપર હું ઉતર્યો તે પછી બનેલો બધો બનાવ હું તમારી પાસે કહીશ. " પછી તેણે કેલિબનને બોલાવીને ખોરાક તૈયાર કરવાનો અને ગુફા સાફસુફ કરવાનો હુકમ કર્યો. બધા લોકો કેલિબનનો બેડોળ આકાર તથા જંગલી દેખાવ જોઇને અજાયબ થયા. પણ પ્રોસ્પેરોએ કહ્યું કે, મારી ચાકરીમાં એકજ માણસ છે.

આ બેટમાંથી જવા પહેલાં એરીઅલને પોતાની ચાકરીમાંથી છુટો કર્યો તેથી તે નાનો વીર આનંદ પામ્યો. એરીઅલ જો કે પોતાના શેઠનો નીમકહલાલ ચાકર હતો તો પણ ખુલ્લી હવામાં ફરવામાં, પક્ષીની માફક આકાશમાં ઉડવામાં, ફૂલફળાદીનાં ઝાડો ઉપર બેસવામાં વધારે આનંદ માનતો. પ્રોસ્પેરોએ એરીઅલને છુટો કરતાં કહ્યું, " મારા વિચિત્ર એરીઅલ, તારો ને મારો વિયોગ થશે પણ તું છુટાપણું ભોગવશે. " એરીઅલે જવાબ આપ્યો, " મારા વહાલા શેઠ, હું તમારો ઉપકાર માનું છું પણ તમને છેલ્લી સલામ કરૂં તેની પહેલાં તમને ઘર સુધી પહોંચડાવવાની રજા આપો. પછી હું કેવો આનંદમાં રહીશ ! "

પછી એરીઅલે એક સુંદર ગીત ગાયું:—

મધમાખી જ્યાં મધ ચુસે ત્યાં, મધ ખાવાને હું સંતાઉં;
ખુબ ખીલેલે ગુલાબ ફૂલે, ભમતો ભમતો હુંજ ભરાઉં. ૧
જ્યારે ઘુવડ બોલે ત્યારે, ઘુંટણુ વાળી હું સુઇ જાઉં;
વનવાગોળોના વાંસા પર, ઉડતો ઉડતો કુદકા ખાઉં. ૨
ઉનાળો આનંદે ગાળી, ડાળી ડાળી હું લટકાઉં;
છુટો થવે હવે હું હોંસે હોંસે ગમતાં ગીતો ગાઉં. ૩

પોતાનો જાદુઈ હુન્નર કોઇની ઉપર પણ હવેથી ન ચલાવવો એવો નિશ્ચય કરીને પ્રોસ્પેરોએ જાદુઈ વિદ્યાની ચોપડીઓ અને દંડ જમીનમાં

ઉંડાં દાટયાં. પોતાના ભાઈ તથા નેપલ્સના રાજા સાથે મિત્રતા કરી તેથી તેના સુખમાં હવે કાંઈ ખામી રહી નહી. પણ હવે તો સ્વદેશ જઈ રાજની લગામ હાથમાં લઈ, રાજાએ આપેલા વચન મુજબ રાજપુત્ર ફર્ડીનાન્ડ અને મિરેન્ડાનાં તુરત લગ્ન કરવાનીજ બાકી રહી. એરી-અલની સહાયતાથી થોડા દિવસમાં તેઓ સુખરૂપ મુસાફરી કરીને પોતાને સ્વદેશ આવી પહોંચ્યાં.

---

# રોમીઓ અને જુલીઅટ.

અથવા

## શોકસાગરમાં પ્રેમ પરપોટા.

---:o:---

વેરોનામાં કાપ્યુલેટ અને મોન્ટેગ નામનાં બે મોટાં પૈસાદાર કુટુંબો હતાં. આ બેઉ કુટુંબો વચ્ચે જુના વખતનો એક કજીઓ ચાલ્યો આવતો હતો, અને તે એટલો તો વધી ગયો હતો કે બેઉ તરફનાં દૂરનાં સગાં સહોદર, ચાકરનફરો અને ઓળખીતાંપાળખીતાં સુદ્ધાં રસ્તામાં એક બીજાને મળતાં તો ગાળાગાળી પર આવતાં અને કોઈ કોઈ વખતે તો મારફાડ પણ કરતાં. આવી રીતે વારંવાર મારામારીઓ થવાથી વેરોનાના શાંત રસ્તાઓમાં ગડબડાટ મચી રહેતો.

બુઢ્ઢા લૉર્ડ કાપ્યુલેટે એક વખતે મોટી મેજબાની આપી હતી, જેમાં તેણે ઘણી સુંદરીઓ અને ઘણા ઉમરાવોને નોતર્યાં હતાં. વેરોનાની ઘણી સુંદરીઓ ત્યાં આવી હતી અને મોન્ટેગના સંબંધ શિવાયના દરેકને માન આપવામાં આવતું હતું. કાપ્યુલેટની આ મેજબાનીમાં બુઢ્ઢા લૉર્ડ મોન્ટેગના રોમીઓની માશુક રોઝેલીન પણ આવી હતી. રોઝેલીનને જોવા માટે આ મેળાવડામાં મુખવટો પહેરીને જવાને રોમીઓના એક

મિત્ર બેનવોલીઓએ રોમીઓને સમજાવ્યું. વેરોનાની બીજી સુન્દરીઓ સાથે રોઝેલીનને સરખાવતાં હંસણીમાં કાગડી જેવી તે જણાશે. બેનવોલીઓ રોઝેલીનની નિંદા કરતો પણ રોમીઓને તેની થોડીજ દરકાર હતી. આ મંડળીમાં મોન્ટેગ તરફનાને દાખલ થવું કેટલું ભય ભરેલું હતું તે જાણવા છતાં, રોમીઓ રોઝેલીનને માટે ત્યાં જવા તૈયાર થયો. રોમીઓ માયાળુ હતો. પ્યારની ખાતર રાતની ઉંઘ અને મિત્રમંડળને પણ તે તજી દેતો. રોઝેલીન તેને ચહાતી ન હતી. બેનવોલીઓ આ જાણતો હતો, તેથી બીજી કોઈ સુન્દરીને રોમીઓ ચહાતાં શીખે તે માટે તેણે આ યુક્તિ રચી રોમીઓને કાપ્યુલેટને ત્યાં જવા સમજાવ્યો હતો.

તે પ્રમાણે રોમીઓ, બેનવોલીઓ અને તેમનો એક મિત્ર મરકુશીઓ કરીને ત્રણ જણા મુખવટા પહેરીને ગયા. બુઢ્ઢા કાપ્યુલેટે તેમનો આદરસત્કાર કર્યો અને કહ્યું કે, જે સ્ત્રીઓને પગને અંગુઠે આંટણ પડયું નહી હોય તે તમારી સાથે નાચશે. આ બુઢ્ઢો માણસ ખુલ્લા દિલનો અને આનંદી હતો, તેણે કહ્યું કે મારી જુવાનીના વખતમાં તમારી પેઠે મુખવટો પહેરીને સુન્દર સ્ત્રીઓના કાનમાં ખાનગી વાતો કહેતો હતો. પછી તેઓ નાચવા લાગ્યાં. ત્યાં નાચતી એક સુંદરીની સુંદરતા જોઈ રોમીઓ આશ્ચર્ય પામ્યો. "કેવી સ્વરૂપવાન! જાણે મસાલના તેજને પ્રકાશતાં શીખવે છે. જેમ કોઈ કાળા માણસે પહેરેલો હીરો શોભી નીકળે તેમ રાતની વખતે તે પ્રકાશી રહી છે. પૃથ્વીમાં આવી સુન્દરતા દીઠી છે! બરફના જેવા સફેદ કબુતરની આસપાસ જેમ કાગડા વીંટળાઈ વળ્યા હોય તેમ આ સુન્દરી આસપાસની બીજી સ્ત્રીઓમાં દીપે છે!" આ પ્રમાણે રોમીઓ આશ્ચર્યતાથી બોલી ઉઠયો. તેનાં આ પ્રમાણે વખાણ ટાઇબોલ્ટ કરીને લોર્ડ કાપ્યુલેટનો ભત્રીજો હતો તેણે સાભળ્યાં. તેણે બોલનારના સાદ ઉપરથી રોમીઓને ઓળખ્યો. આ ટાઇબોલ્ટ, આકરા સ્વભાવનો હતો. તે મોન્ટેગ તરફનું કોઈ પણ માણસ મુખવટામાં છુપાઇને તેમની ચરચા જેવા આવે તે સાંખી રહે એમ નહતું માટે ગુસ્સામાં મોટેથી બુમ પાડી તે ગરજી ઉઠયો અને જરા વારમાંજ રોમીઓને મારી નાંખત, પણ તેના કાકા બુઢ્ઢા લોર્ડ કાપ્યુલેટે પોતાના પરોણાને કાંઈ પણ

નુકસાન થાય, તે પહેલાં તો તેને અટકાવ્યો. તે જાણતો હતો કે, રોમીઓ એક ગૃહસ્થ તરીકે ઉછર્યો છે. તેના સદ્‌ગુણ અને વિવેકની વાતો વેરોનામાં ઠેકઠેકાણે થતી હતી. પોતાની મરજી વિરૂદ્ધ ટાઇબોલ્ટને પોતાનો જુસ્સો શાંત પાડવો પડ્યો. પણ તેણે સોગન ખાઈ કહ્યું કે, આ નીચ મોન્ટેગ વગર તેડે અહીં આવ્યો છે તેનું વેર બીજી કોઈ વાર લીધા વગર હું રહેવાનો નથી.

નાચ પુરો થયા બાદ જ્યાં પેલી સ્ત્રી ઉભી હતી તે તરફ રોમીઓએ જોયું. મુખવટો પહેર્યો હતો તેથી તેની પાસે જઈને સભ્યતાથી વાત કરવાને તેને હરકત ન હતી. તેણે નરમાશથી તેનો હાથ પકડીને કહ્યું, “જાત્રાળુના આવ્યાથી જો દેહેરૂં અપવિત્ર થયું હોય તો તેને ચુંબન કરી પવિત્ર કરવાની રજા આપ.” પેલી સ્ત્રીએ જવાબ આપ્યો, “ભલા જાત્રાળુ, તમે ઘણી ભકિત બતાવો છો. સાધુઓને હાથ હોય છે અને તે હાથને જો જાત્રાળુ અડકે તો પછી ચુંબન કરવાની જરૂર રહેતી નથી.” રોમીઓ બોલ્યો, “સાધુ અને જાત્રાળુને શું હોઠ નથી હોતા?” આ સુંદરી બોલી, “તેઓને હોઠ હોય છે તેનો ઉપયોગ તેઓ પ્રાર્થના કરવામાં કરે છે.” રોમીઓ બોલ્યો, “ત્યારે તો સારૂં. મારા વહાલા સાધુ મારી પ્રાર્થના સાંભળો અને તે પ્રમાણે કરવા મને રજા આપો, નહી તો હું ઘણો દિલગીર થઈશ.” આ પ્રમાણે પ્યારની વાતો કરવામાં તેઓ રોકાયાં હતાં એટલામાં તેની મા તરફથી બોલાવવા માણસ આવ્યું તેથી તે જતી રહી. પછી રોમીઓએ જ્યારે તેની મા કોણ? તે વિષે ખબર કાઢી ત્યારે તેને માલમ પડ્યું કે, જે સ્ત્રીની અપાર સુંદરતાથી તે અંજાઈ ગયો હતો તે મોન્ટેગના કટ્ટા શત્રુ લોર્ડ કાપ્યુલેટની એકની એક વારસદાર પુત્રી જુલીઅટ હતી. આ પ્રમાણે અજાણતાં રોમીઓ પોતાના શત્રુની પુત્રી સાથે પ્યારમાં પડ્યો. આથી તે ગુંચવાયો, પણ તેનો જુલીઅટ વિષેનો પ્યાર ઓછો થયો નહી. જુલીઅટને જ્યારે માલમ પડ્યું કે, જે ગૃહસ્થની સાથે પોતે વાત કરતી હતી તે રોમીઓ મોન્ટેગ તરફનો છે, ત્યારે તેનો ગુંચવાડો વધ્યો. કારણ કે રોમીઓની માફક તેનો પ્યાર પણ ઓચીંતો ઉભરાઈ આવ્યો હતો. પોતાના કુટુંબના શત્રુ તરીકે જેને ધિક્કારવો જોઈએ તેની તરફ તેનો પ્યાર વધ્યો તથા વધારે દૃઢ થયો.

મધરાતે રોમીઓ પોતાના સોબતીઓ સાથે ત્યાંથી પાછો ફર્યો; પણ તે પછી તરતજ તે તેમનાથી છુટો પડ્યો. કારણ કે, જે ઘરમાં તે પોતાનું હૃદય મુકીને આવ્યો હતો ત્યાંથી આગળ તે પગ ભરી શક્યો નહી, તેથી જુલીઅટના ઘરની પાછળની ભીંત ઓળંઘીને બાગમાં દાખલ થયો. ત્યાં તેને પ્યારમાં ચકચુર થઈને ઘણીવાર ખોટી થવું ન પડ્યું, કારણ કે સૂર્ય જેમ પોતાનાં કિરણોથી પૂર્વ દિશામાં ઝબકી રહે તેમ જુલીઅટ ઉપરની બારીમાં એકાએક આવીને ઉભી રહી. ચંદ્ર જેનું તેજ બાગમાં પડતું હતું તે પણ આ નવા સૂર્યના તેજથી ઝાંખો પડી ગયો. જુલીઅટ પોતાના હાથ ઉપર ગાલ મુકીને ઉભી રહી. આ વખતે રોમીઓએ ઇચ્છયું "હું પોતે હાથનું મોજું હોત તો કેવું સારું ? તેના ગબરુ ગાલનો સ્પર્શ થાત." તે પોતે વિચારમાં ઉભી રહી. પછી એક નિશાસો નાંખ્યો. આ જોઈ રોમીઓ ધીમે ધીમે સ્વરે કોઈથી પણ ન સંભળાય એવી રીતે બોલ્યો, 'બોલ, સફેદ પરી, ફરીથી બોલ. તું પાંખોવાળી પરી જેવી મારા માથા ઉપર દેખાય છે જેને જોતાં માનવી મૂર્છા ખાઈ પડે છે."

જુલીઅટ આસપાસ કોઈ સાંભળતું નથી એમ જાણી, આજ રોજ જે નવો પ્યાર તેને મળ્યો હતો, તેના આવેશમાં રોમીઓનું નામ દઈ બોલવા લાગી. તે બોલી, " અરે રોમીઓ ! રોમીઓ ! ! શા માટે તું રોમીઓ કહેવાય છે ? મારે વાસ્તે તારૂં અને તારા બાપનું નામ મુકી દે. જો તારાથી તેમ ન બને તો તારા પ્રેમની ખાતર હું કાપ્યુલેટનું નામ છોડી દઈશ."

રોમીઓને બોલવાનું મન થયું પણ આગળ શું બોલે છે તે સાંભળવાના હેતુથી ચૂપ રહ્યો. જુલીઅટે ફરી પોતાના મનનો ઉભરો કાઢવો શરૂ કર્યો. તેણે રોમીઓને, રોમીઓ અને મોન્ટેગનો સંબંધ હોવાને લીધે ઠપકો આપ્યો, બીજું કોઈ નામ ધારણ કરવાની સૂચના આપી. રોમીઓ નામ શરીરના કોઈ પણ એક અવયવનું નથી ત્યારે તેવું નામ શા માટે રાખવું જોઈએ. એ ધિક્કારાયલું નામ છોડી દઈને તેણે પોતાનું નવું નામ પાડવું.

જુલીઅટ પોતાને એકલી સમજીને આવી આવી વાતો ઓચરવા લાગી. રોમીઓ આવા પ્યારના શબ્દો સાંભળી સબુરી ધરી ન શકયો, જે શબ્દો તે બોલી તે તેને પોતાને વાસ્તેજ બોલી હોય એમ માની લઈ તે બોલી ઉઠ્યો, "રોમીઓ નામ જો તને નાપસંદ હોય તો હું હવે રોમીઓ નથી, માટે તું મને તારા આશક અથવા તને પસંદ પડતા બીજા કોઈ નામે બોલાવજે."

જુલીઅટ, બાગમાં માણસનો અવાજ સાંભળીને બીની, અને પોતાની ખાનગી વાતો સાંભળનાર કોણ છે તે અંધારાને લીધે પહેલાં ઓળખી ન શકી. પણ જ્યારે તે ફરીથી બોલ્યો ત્યારે તેના પુરા સો શબ્દો સાંભળ્યા અગાઉ તેને પોતાના વહાલા રોમીઓ તરીકે જુલીઅટે ઓળખ્યો. પછી જુલીઅટે તે બાગની અંદર ભીંત કુદાવીને આવ્યો હતો તે એક મોન્ટેગ તરીકે કેટલું ધાસ્તી ભરેલું હતું તે સમજાવ્યું. કારણ કે, તેના ઘરનો કોઈ પણ માણસ તેને દેખે તો મારી નાંખ્યા વગર ન રહે. રોમીઓએ જવાબ આપ્યો, "અરે, તેમની વીસ તરવારો કરતાં તારી આંખમાં વધારે બળ છે. તું મારી તરફ પ્રેમથી જોઈશ તો પછી તેમની શત્રુતાની હું દરકાર કરનાર નથી. તારા પ્રેમ વગર આ ધિક્કારાયલી જીન્દગીથી જીવવું તેના કરતાં તેમના ધિક્કારથી મરવું વધારે સારૂં છે."

જુલીઅટ બોલી, "આ જગાએ તમે કેવી રીતે આવી શકયા ? કયે રસ્તે આવ્યા ?" રોમીઓએ ઉત્તર વાળ્યો, "પ્યાર મને અહીં લાવ્યો. હું કાંઈ વહાણનો સૂકાની નથી, જો કદાચ સૂકાની હોત તોપણ તારા જેવું રત્ન મેળવવાને મહા સમુદ્રનું ઉલ્લંઘન કરવાને પાછી પાની ભરત નહી." જુલીઅટના ચહેરા ઉપર રતાશ ફરી વળી. રાતના અંધારાને લીધે રોમીઓ તેને જોઈ શકતો ન હતો પણ તેના બોલવા ઉપરથી જુલીઅટની ખાત્રી થઈ હતી કે, તે તેને ચાહતો હતો. જુલીઅટે પોતાનું બોલ્યું ન બોલ્યું કરવા ધાર્યું પણ તે બને તેવું ન હતું. સ્રીઓ લજ્જાથી જેમ પોતાના આશકને દૂર ઉભો રાખે છે તેમ રહેવું પણ ફોકટ હતું. પોતાના મનની વાત છુપાવવી એ પણ ન બની શકે તેવું હતું. બનનાર હતું તે તો

બની ગયું. તે પાસે આવી અને અજાણપણામાં પ્યારના જે શબ્દો તે બોલી હતી તેના ખરાપણાની ખાત્રી જુલીઅટે આપી, જુલીઅટે તેને સુંદર મોન્ટેગના નામે બોલાવ્યો." ( કારણ કે પ્યારથી શત્રુનું નામ પણ મીઠું લાગે છે ). વળી જુલીઅટ બોલી, "આ અંધારી રાતના અકસ્માતથી તમે જો મારું બોલેલું સાંભળ્યું ન હોત તો બીજે કોઈ પણ પ્રસંગે તે સાંભળી શકત નહી. સ્ત્રી જાતિ લજ્જાથી જેમ પ્યાર છુપાવી રાખે છે તેમ હું પણ છુપાવી રાખત. પણ હવે તેમ કરવાનો વખત રહ્યો નથી. પણ તેથી તમારે મને નિર્લજ્જ ગણવી નહી એટલુંજ હું તમારી પાસે માગી લઉં છું."

રોમીઓ, આ માનવાળી સ્ત્રીનું કાંઈ પણ અપમાન પોતાથી થયું હોય તો, તે વિષે માફ માગવા લાગ્યો અને તેના શબ્દો કદી પણ બહાર જશે નહી તે વિષે સોગન ખાવા લાગ્યો. પણ જુલીઅટે તેને સોગન ખાતો અટકાવ્યો. જુલીઅટે આનંદી દેખાવ ધારણ કર્યો પણ આ અકસ્માતથી તેને વધારે આનંદ વ્યાપી ન શક્યો. રોમીઓનો વિચાર પોતાની પ્યારી પાસેથી પ્રેમનું વચન લેવાનો હતો, તે વાત જુલીઅટને તેણે જણાવી, તેના જવાબમાં જુલીઅટ બોલી, "પ્રેમનું વચન હાલ તો તમારે પોતાનેજ આપવું જોઈએ. કારણ કે, હું તો મારૂં મન ખુલ્લું કરીજ ચુકી છું. જો તમે એમ કહો કે, હું તો તને પ્રેમ આપી ચુક્યો છું તો પછી મને ફરીથી કહેવાને કાંઈ અડચણ નથી. સમુદ્ર જેમ અગાધ છે તેમ મારી પ્રીતિ પણ અગાધ છે."

આ પ્રમાણે વાતમાં ને વાતમાં રાત વીતી ગઈ. જુલીઅટની દાસી તેને ઉઠાડવા આવી પણ પોતાની બાઇને બીછાના પર ન જોતાં બુમ પાડી. જુલીઅટ તરત અંદર જઈને પાછી બહાર આવી અને તેણે રોમીઓ વગેરે—ત્રણ ચાર શબ્દો કહ્યા તેની મતલબ આ પ્રમાણે હતી કે, રોમીઓનો પ્યાર જો ખરેખરો હોય, અને તેનો વિચાર લગ્ન કરવાનો હોય તો જુલીઅટ એક માણસને સંદેશો લઈને કાલે તેની પાસે મોકલશે. તેની સાથે લગ્નનો દીવસ નક્કી કરી મોકલવો. તે વખતે જુલીઅટ પોતાની બધી દોલત રોમીઓના પગ આગળ મુકશે અને તેનો પતિ ( રોમીઓ )

દુનિયામાં જ્યાં તેને લઈ જશે ત્યાં તે જશે. આટલી વાત થઈ એટલામાં તો દાસીએ ફરીથી બુમ પાડી. તે અંદર જાય અને પાછી બહાર નીકળે આ પ્રમાણે બે ત્રણ વખત કર્યું. જેમ એક નાની બાળકી પોતાના પાળેલા પક્ષીથી છુટી પડવા ઇચ્છે નહી તેમ જુલીઅટે કરવા માંડ્યું. રોમીઓનો હાલ પણ જુલીઅટ જેવોજ હતો. આશુક માશુકની ખરી મજાહ, તો રાતને વખતે એક બીજા સાથે વાત કરવામાંજ હોય છે. પણ આખરે છુટાં પડ્યા વગર ચાલે એમ ન હોવાથી તેઓ વિખૂટાં પડ્યાં.

જ્યારે તેઓ છુટાં પડ્યાં ત્યારે દીવસ ઉગવા માંડ્યો હતો. પોતાની માશુકના વિચારમાં ગરકાવ થઇ ગયેલો રોમીઓ ઘેર જવાને બદલે પાસેના મઠમાં પોતાનો મિત્ર લોરેન્સ નામનો પાદરી રહેતો હતો ત્યાં ગયો. આ ભલો પાદરી ભક્તિ કરવા સારુ રોજ સવારમાં વહેલો ઉઠતો. તેણે આવે વખતે રોમીઓને બહાર નીકળેલો જોઈને અટકળ કીધી કે, તે આખી રાત ઉંઘ્યો નથી પણ જુવાનીના પ્રેમફંદમાં ફસાઇને તેણે આજ ઉજાગરો કરેલો લાગે છે. રોઝેલીનના પ્રેમફંદમાં તે ફસાયો છે એવી વાત તે પાદરી જાણતો હતો. પણ જ્યારે રોમીઓએ જુલીઅટ તરફનો પોતાનો પ્યાર જાહેર કર્યો અને પોતાને તેજ દહાડે પરણાવી આપવામાં તે ભલા પાદરીની મદદ માગી ત્યારે તે પાદરી તેના પ્યારના એકાએક ફરી જવાથી આશ્ચર્ય પામ્યો, કારણ કે રોમીઓ રોઝેલીનને કેવા પ્યારથી ચહાતો હતો તથા તે તેનો કેવો ધિક્કાર કરતી હતી, તે બધી વાતની આ પાદરીને ખબર હતી. તે બોલ્યો કે, જુવાન માણસોનો પ્યાર તેમનાં અંતઃકરણનો નહી પણ આંખોનો હોય છે, રોમીઓએ કહ્યું, “પણ તમે મને રોઝેલીન પર પ્યાર ન કરવા વિષે વારંવાર ટોકયો હતો પણ આજ તો તેના પરનો મારો પ્યાર તદ્દન નીકળી ગયો છે. હવે હું તેને કોઈ પણ વખત ચાહીશ નહી. પણ જુલીઅટ મને ચહાય છે અને હું જુલીઅટને ચહાઉં છું માટે અમારું જોડું બાંધી આપવું.”

પાદરીએ કાંઈક વિચાર કરીને તેમ કરવાની હા પાડી. તેને એવો વિચાર આવ્યો કે, રોમીઓ અને જુલીઅટ પરણે તો કાપ્યુલેટ તથા મોન્ટેગ વચ્ચે ચાલતો અંટસ દૂર થાય, અને બેઉ કુટુંબ જોડાઈ જાય.

બેઉ કુટુંબો સાથે તેને ઓળખાણ હતી અને વારંવાર આ કજીઓ શાંત પાડવાને તેમને ઉપદેશ કરતો. જુવાન રોમીઓ તરફના પોતાના ચાહને લીધે તેનો સુખન તે ફેરવી શકતો ન હતો તેથી તેણે તેમને પરણાવી આપવાની હા પાડી.

જુલીઅટે પોતાની કબુલાત પ્રમાણે માણસ મોકલ્યું. તેની સાથે કહાવી મોકલ્યા પ્રમાણે જુલીઅટ, લોરેન્સ જોગીના મઠમાં ગઈ. તેણે બેઉ જણાનો હાથેવાળો મેળવી આપ્યો. તથા તે ભલા જોગીએ, ઇશ્વર એ કામથી રાજી થાય અને આ જુવાન મોન્ટેગ અને કાપ્યુલેટના જોડાવાથી કુટુંબનો જુનો કજીઓ નાબુદ કરે, એવી પ્રાર્થના કીધી.

લગ્નક્રિયા પુરી થતાંજ જુલીઅટ ઘેર આવી, અને રાતની રાહ જોતી બેઠી, કારણ કે આગલી રાતના બાગની અંદર જ્યાં રોમીઓ આવ્યો હતો ત્યાંજ આજે પણ આવી મળવાની કબુલાત હતી. ક્યારે રાત પડે તેની આતુરતાથી તે વાટ જોવા લાગી. તે દહાડો પણ તેને લાંબો થયેલો દેખાયો.

તે દીવસે બપોરના રોમીઓના મિત્રો બેનવોલીઓ અને મરકુશીઓ રસ્તામાંથી જતા હતા તેમને કાપ્યુલેટ તરફના કેટલાક માણસો સાથે ટાઈબોલ્ટ મળ્યો. આ તેજ ક્રોધી ટાઈબોલ્ટ કે જે વૃદ્ધ લોર્ડ કાપ્યુલેટને ત્યાં રોમીઓ સાથે લડવા તૈયાર થયો હતો. તેણે મરકુશીઓને રોમીઓનો મિત્ર અને મોન્ટેગ તરફનો જાણીને ગાળો આપી. મરકુશીઓ પણ ટાઇબોલ્ટના જેવોજ આકરા સ્વભાવનો હતો. તેણે પણ તેને સામી ગાળો આપી. બેનવોલીઓએ તેમને શાંત પાડવાની કોશેશ કીધી. પણ તેઓ સમજ્યા નહી અને મારામારી કરવા લાગ્યા. એટલામાં ભોગજોગે રોમીઓનું તે જગ્યાએથી પસાર થવું થયું. હવે ટાઈબોલ્ટે મરકુશીઓ તરફથી ફરીને રોમીઓની તરફ જોયું અને તેને લુચ્ચો કહીને બોલાવ્યો. ટાઇબોલ્ટને જુલીઅટનો સગો જાણી રોમીઓ તેની સાથે કજીઓ કરવા માગતો ન હતો. આ જુવાન મોન્ટેગ રોમીઓ પોતે ડાહ્યો અને શાંત સ્વભાવનો હતો, તેથી પોતાના કુટુંબના કજીઆમાં કદી સામેલ થતો ન હતો. પોતાની પરણેતરનું નામ કાપ્યુલેટ હતું

તેથી તે તે નામને ધિક્કારવાને બદલે ચહાતો હતો. ટાઇબોલ્ટ સાથે મિત્રાચારી કરવાના હેતુથી તેણે તેને ભલા કાપ્યુલેટ તરીકે બોલાવીને સલામ કીધી. આ નામ લેતાં તેને આનંદ ઉપજતો હોય એવો તેનો ચહેરો તે વખતે દેખાતો. પણ ટાઇબોલ્ટ જે દરેક મોન્ટેગ તરફનાને ધિક્કારતો હતો, તેણે કાંઈ પણ સાંભળ્યા વગર પોતાનું હથીઆર ખેંચ્યું. પણ મરકુશીઓ જે રોમીઓનું ખાનગી કારણ જાણતો ન હતો તેને રોમીઓની આવી ચાલ મુદ્દલ પસંદ ન પડી, પણ ટાઈબોલ્ટના શબ્દોથી ઉશ્કેરાઈ જઈ તેની સાથે મારામારી કીધી, તેમાં મરણતોલ ઘાયલ થઈને મરકુશીઓ પડ્યો. રોમીઓ તથા બેનવોલીઓએ આ બે લડનારાઓને ઘણુંએ સમજાવ્યું પણ તેઓ એકના બે થયા નહી. મરકુશીઓ મુઓ તે રોમીઓ સાંખી ન શક્યો, તેમ વળી ટાઇબોલ્ટે તેને લુચ્ચો કહીને ધિક્કાર્યો હતો તે પણ તેને બહુ સાલતું હતું. તેઓ બેઉ જણા લડ્યા અને તેમાં રોમીઓને હાથે ટાઇબોલ્ટ કપાઈ મુઓ. આ દુઃખદાયક સમાચાર થોડીવારમાંજ શહેરમાં પસરી ગયા અને તે ઠેકાણે લોકોનાં ટોળે ટોળાં એકઠાં થયાં. વૃદ્ધ લોર્ડ કાપ્યુલેટ તથા લોર્ડ મોન્ટેગ પણ પોતાની પત્નિઓ સાથે આવ્યા. થોડીવારમાં રાજા પોતે ત્યાં આવ્યો. મરકુશીઓ જેને ટાઇબોલ્ટે મારી નાંખ્યો હતો તે રાજાનો સગો થતો હતો. મોન્ટેગ અને કાપ્યુલેટના કજીઆથી પોતાની રૈયતને વારંવાર નુકસાન થતું હતું તેથી રાજાએ ઠરાવ કર્યો હતો કે, આ કામમાં જે કોઈ અપરાધી હોય તેને સખત શિક્ષા કરવી. બેનવોલીઓ જે બધો વખત નજરે જોનાર સાક્ષી હતો તેને રાજાએ હુકમ કર્યો કે, આજનો બનાવ અથેતિ કહી દેવો. તેણે રોમીઓનો બચાવ થાય એવી રીતે બધી હકીકત કહી સંભળાવી. લેડી કાપ્યુલેટને પોતાના સગા ટાઇબોલ્ટના મરણથી ઘણી સખત ઝાંઝ ચઢી હતી, તેણે મારનારને સખત સજા કરવા તથા બેનવોલીઓ જે મોન્ટેગ તરફનો તથા રોમીઓનો મિત્ર હતો તેનું પક્ષપાતી બોલવું ન સાંભળવા વિનંતી કરી. આ પ્રમાણે તે પોતાના નવા જમાઈની વિરૂદ્ધ બોલી. તે જાણતી ન હતી કે, રોમીઓ તેનો પોતાનો જમાઈ અને જુલીઅટનો પતિ હતો. બીજી તરફ લેડી મોન્ટેગે રોમીઓ તરફથી કહ્યું કે, તેણે ટાઈબોલ્ટને મારી નાંખવામાં વાજબી

ઈનસાફનું કામ કર્યું હતું કારણ કે, તેણે મરકુશીઓને કાંઈ અપરાધ વગર મારી નાંખ્યો હતો. રાજાએ આ બેમાંથી એકકે જણીના બોલવા ઉપર ધ્યાન ન આપ્યું પણ પોતાની પાસે જે જુબાની પડી હતી તેની ઉપર આધાર રાખી, રોમીઓને વેરોનામાંથી દેશનીકાલ કરવાનો હુકમ કર્યો.

આ ભયંકર સમાચાર જુલીઅટે સાંભળ્યા. થોડાજ વખત ઉપર તે પરણી હતી અને તેના હાલ છુટાછેડા થવાનો વખત આવ્યો. પોતાના પીતરાઇને રોમીઓએ મારી નાંખ્યો તેથી પહેલાં તેની ઉપર ગુસ્સો ચઢયો. તે તેને, મુખથી મનોહર પણ કાળજાનો ક્રૂર, કબુતરના વેશમાં કાગડો, વરૂના સ્વભાવનો બકરો, ફૂલ જેવા કોમળ મોંનો પણ દીલનો સાપ સરખો ખળ, વગેરે ઉપમા આપવા લાગી. પણ પછીથી તેનો વિચાર બદલાયો. ટાઇબોલ્ટ જે પોતાના પતિને મારી નાંખવા તૈયાર થયો હતો, તેમાંથી તે બચ્યો તેથી તેની આંખમાં આનંદનાં આંસુ આવ્યાં. પણ રોમીઓ દેશનીકાલ થયો એ વાત સાંભળી ત્યારે ફરીથી ખેદનાં આંસુ ઢાળ્યાં. ટાઇબોલ્ટના મોતથી પણ આ દેશનીકાલના શબ્દો તેને વધારે ભયંકર લાગ્યા.

રોમીઓ ત્યાંથી નાશીને પાદરી લોરેન્સના ઝુંપડામાં ગયો હતો ત્યાં પોતાને દેશનીકાલ થવાનો હુકમ થયાના સમાચાર તેને મળ્યા. મોત કરતાં પણ આ સમાચાર તેને મન વધારે દુઃખદ હતા. વેરોના શહેરના કીલ્લાની બહાર બીજી કોઈ દુનિયાજ નથી એમ તેને લાગ્યું. જુલીઅટની નજર આગળથી દૂર રહેવું એ પણ ન બની શકે એવું હતું. તેનું દુઃખ સમાવવાને તે ભલા જોગીએ તેને દીલાસો આપ્યો, પણ તે ફોકટ. આ જુવાન માણસે કાંઈ સાંભળ્યું નહી પણ ઘેલા માણસની પેઠે પોતાના કેશ ચુંટવા મંડ્યો અને પછી જાણે પોતાની ઘોર ખોદવા માટે માપ આપતો હોય તેમ લાંબો થઈને જમીન ઉપર પડ્યો. પણ પોતાની પ્યારી તરફનો સંદેશો આવતાં જ તે પોતાની હાલતમાંથી સાવધાન થયો. આ તકનો લાભ લઈ તે પાદરીએ તેની નબળાઈ દેખાડી આપી શીખામણ દીધી. તેણે કહ્યું, " તેં ટાઈબોલ્ટને

મારી નાંખ્યો અને હવે તું પોતે મરવા માગે છે, તેમ જ તારી વહાલી સ્ત્રી જે તને પ્રાણ પ્રમાણે ગણે છે તેનો પણ પ્રાણ હરવા ઇચ્છે છે કે શું ? કાયદાથી તો મોતને બદલે મોત જોઇએ, પણ રાજાએ ફક્ત દેશનીકાલનો જ હુકમ કર્યો છે એટલાં તારા નસીબ સારાં. ટાઈબોલ્ટને તેં મારી નાંખ્યો, નહી તો ટાઈબોલ્ટ તને મારી નાંખત. જુલીઅટ તારે લીધે જ જીવે છે. તે તારી વહાલી પત્ની છે અને તેનાથી જ તું સુખી થઇશ." આ શબ્દોથી તે કાંઈક શાંત થયો. પછી પાદરીએ તેને શીખામણ આપી, "આજ રાતના જુલીઅટની રજા લઈ તું માન્ચુઆ શહેરમાં જઈને રહેજે. બરોબર વખત સાધીને તારા લગ્નની વાત હું અત્રે જાહેર કરીશ અને તેથી કદાચ આ બે વેરી કુટુંબો એક થઈ જાય અને એવું પણ બને કે રાજા તને માફી આપે, જેથી હાલ તું જેવી દિલગીરીથી જાય છે તેથી વીસગણા આનંદથી તું અત્રે પાછો આવે. અહીં બનતા બનાવ વિષે હું તને વારંવાર ચેતાવતો રહીશ."

રોમીઓ આ ભલા પાદરીની સલાહ પ્રમાણે તેની રજા લઈને નીકળ્યો. તે પાદરીએ વેરોનામાં બનતા દરેક બનાવ વિષે તેને ખબર આપવા વચન આપ્યું હતું તેથી તેને કાંઈક દીલાસો મળ્યો.

રોમીઓ, આગલી રાતે જે બાગમાંથી તેણે જુલીઅટના પ્રેમનો એકરાર સાંભળ્યો હતો, ત્યાં થઇને છુપી રીતે તેના ઓરડામાં દાખલ થયો. આખી રાત આ બેઉ પ્રેમી દંપતિએ આનંદથી ગુજારી અને જ્યારે સવાર પડી ત્યારે તેમની દિલગીરીની હદ રહી નહી. જ્યારે પોહ ફાટવા માંડી અને કુકડો બોલવા લાગ્યો ત્યારે જુલીઅટે બહાનું કાઢ્યું કે, એતો બુલબુલનો અવાજ છે, હજી તો ઘણી રાત છે. પણ કુકડાનો સાદ સાફ સ્પષ્ટ સંભળાવા લાગ્યો તેમ વળી અરૂણોદય થયેલો પણ દેખાયો. તેનાથી તેમની ખાત્રી થઈ કે, હવે આપણે છુટાં પડવું જ જોઈએ. રોમીઓએ દિલગીર મને જુલીઅટની રજા લીધી અને માન્ચુઆથી દરરોજ દર કલાકે સમાચાર લખવા વચન આપ્યું. ઘોરમાં જેમ મડદું પડેલું દેખાય તેવો દેખાવ રોમીઓનો લાગતો હતો. હવે રોમીઓને જલદી જવું જોઈએ, નહી તો જો સૂરજ ઉગ્યા પછી તે શહેરમાં જણાય તો તેને મોતની સજા થાય, એમ હતું.

આ કમનસીબ જોડાનાં દુઃખનું આજ બી રોપાયું. રોમીઓને ગયે થોડા દિવસ થયા પછી લોર્ડ કાપ્યુલેટે જુલીઅટને વાસ્તે વર શોધી કાઢ્યો. જુલીઅટ પરણેલી હતી એવો તેને સ્વપ્ને પણ વહેમ ન હતો. જે ધણીને તેણે શોધી કાઢ્યો હતો તેનું નામ કાઉન્ટ પારીસ હતું. તે શૂરવીર, જુવાન અને અમીરી ચાલનો ગૃહસ્થ હતો અને જો જુલીઅટે રોમીઓને જોયો નહોત તો નક્કી તેને જ પસંદ કરત.

પોતાના બાપની આવી માગણીથી જુલીઅટ ગભરાટમાં પડી. જુલીઅટે બહાનું કાઢ્યું કે, તેની પરણવા લાયક ઉમર હજી થઈ નથી. તેમ જ ટાઈબોલ્ટનું મરણ હજી હમણાંજ થયું છે અને તેની મરણક્રિયા પણ હજી પૂરી થઈ નથી તેથી હાલ પરણાય નહી. વળી શોકાતુર ચહેરે લગ્ન કરવાં એ પણ ઠીક નહી. પોતે પરણી છે એ શિવાય બાકી જેટલાં મળ્યાં તેટલાં બધાં બહાનાં તેણે કાઢ્યાં. પણ લોર્ડ કાપ્યુલેટે કાંઈ પણ સાંભળવાની ના પાડી, અને હુકમ કર્યો કે, આવતે ગુરૂવારે પારીસ સાથે તેનાં લગ્ન છે તેથી તૈયાર થઈ રહેવું. આવો પૈસાદાર, જુવાન અમીરી વર મેળવવાને વેરોનાની કોઈ પણ કુમારિકા આનાકાની કરે તેમ ન હતું.

દુઃખની વખતે સલાહ આપવાને ભલો પાદરી લોરેન્સ તૈયાર હતો. તેની પાસે જુલીઅટે પોતાના મનની બધી વાત કહી. પાદરીએ કહ્યું કે, જો તું સાહસ કામ કરવા તૈયાર થાય તો હું તને મદદ કરીશ. જુલીઅટે જવાબ દીધો, “ મારો વહાલો પતિ જીવતાં છતાં હું બીજા સાથે પરણું તેના કરતાં ઘોરમાં જીવતી દટાવાનું હું વધારે પસંદ કરું છું. ” આ ઉપરથી પાદરીએ તેને સલાહ આપી, “ જો તારો એવો જ વિચાર હોય તો તું હાલ ઘર તરફ પાછી ફર. ત્યાં જઈ તારો ચહેરો ખુશાલી ભરેલો રાખ. પારીસ સાથે પરણવા તારા બાપની ઇચ્છા પ્રમાણે કબુલ કર. લગ્નની આગલી રાતે હું તને એક શીશી આપું છું, તેમાંથી દવા પી જજે. તે દવાના જોરથી બેતાલીસ કલાક સુધી તું મુડદા જેવી થઈ પડશે. તારામાં શ્વાસનાં કાંઇ પણ ચિહ્ન દેખાવા વગર શરીર શીતળ થઇ જશે. સવારના વરરાજા જ્યારે લગ્ન કરવા આવશે ત્યારે જીવ વગરનું તારું મુડદું જોશે. પછી તેઓ તને કફનમાં બાંધી ઘોરમાં દાટી આવશે. આ બધું

તારે હીંમતથી ખમવું પડશે. બેતાલીસ કલાક પછી તું હુશીઆર થશે. આ બધી વાત વિષે હું તારા પતિ રોમીઓને જાણીતો કરીશ. તેથી રાતની વખતે તે તારી પાસે આવશે અને તને હુશીઆર કરીને માન્ચુઆ શહેરમાં લઈ જશે. બોલ, તારો શો વિચાર છે ? આ કામ હીંમતનું છે. બોલ, તારાથી બનશે ? ” પ્યાર અને પારીસને પરણવાની ધાસ્તીથી જુવાન જુલીઅટે તે દવા પીવી કબુલ કરી. શીશી લઇને જુલીઅટ ઘર તરફ પાછી વળી.

ઘર તરફ પાછા ફરતાં રસ્તામાં તેને જુવાન કાઉન્ટ પારીસ મળ્યો. જુલીઅટે તેને હસીને બોલાવ્યો અને તેની સાથે પરણવા કબુલ થઈ. લોર્ડ કાપ્યુલેટ અને જુલીઅટની મા પણ આ આનંદદાયક સમાચારથી આનંદ પામ્યાં. તેમને વૃધ્ધાવસ્થા જઈને જાણે જુવાની પાછી આવી હોય એવો આનંદ વ્યાપી રહ્યો. જુલીઅટ જે પારીસ સાથે લગ્ન કરવાની ના પાડતી હતી તે વખતે અણગમતી થઈ પડી હતી, તે હવે આ પ્રમાણે કબુલ થવાથી વધારે વહાલી થઈ પડી. ઘરમાં લગ્નની તૈયારીની ધામધુમ થતી હતી. પૈસા ખરચવામાં કશી પણ કમી ન હતી. વેરોનામાં લગનની ધામધુમ પ્રથમ આવી કદી પણ થઈ ન હતી.

બુધવારની રાતે જુલીઅટે પેલી દવાની શીશી હાથમા લીધી. દવા પીતી વખતે તેના મનમાં હજારો જાતના વિચારો આવવા માંડ્યા. રોમીઓની સાથે તેનાં લગ્ન કરી આપ્યા માટે પાદરીને માથે ઠપકો આવે તેથી તેણે ઝેર તો આપ્યું નહી હોય ? પણ નહી, પાદરીને તો એક ઘણા જ પવિત્ર માણસ તરિકે તે જાણતી હતી. વળી તે કદાચ પોતાની દવાની કેફમાંથી રોમીઓના આવ્યા પહેલાં જાગી ઉઠે તેનું કેમ ? ઘોરનો અંધકાર, કાપ્યુલેટ ખાનદાનના મરણ પામેલાંનાં હાડકાં અને ટાઇબોલ્ટનું લોહીલુવાણુ થયલું મડદું ત્યાં હશે તે કેમ જોઈ શકાશે ? આવા વિચારો આવ્યા પણ તેની સાથે રોમીઓ તરફનો પ્યાર તથા પારીસ સાથે લગ્ન કરવાની પડેલી ફરજમાંથી કેમ છુટવું તેનો પણ વિચાર થઈ પડ્યો. તે હીંમત લાવી દવા પી ગઈ.

સવારના પહોરમાં જુવાન પારીસ જ્યારે વાજતેગાજતે જુલીઅટને તેડવા આવ્યો ત્યારે તેની નજરે કેવો ભયંકર દેખાવ પડ્યો ! જુલીઅટ પોતાના ઓરડામાં નિર્જીવ પડી હતી ! ! આખા ઘરમાં તે વખતે કેવો ગભરાટ ફેલાઈ રહેલો હોવો જોઈએ ! ! ! પોતાની થનાર પત્નીના મરણ માટે પારીસ વિલાપ કરવા લાગ્યો. પણ તેના કરતાં વધારે શોકજનક દેખાવ તો લોર્ડ અને લેડી કાપ્યુલેટનો હતો. જુલીઅટ તેમની એકની એક પુત્રી હતી. જેને જોઇને તેઓ આનંદ પામતાં હતાં તેને તો મોતે ખેંચી લીધી. તેમનો વિચાર પોતાનાં દીકરી જમાઇનું જોડું જોઈ આનંદ પામવાનો હતો. જે બધી તૈયારીઓ લગ્નને માટે થઈ હતી તે બધી જુલીઅટનું મુડદું લઈ જવામાં કામે લાગી. વિવાહનું બારમું અને હર્ષનો શોક એવો બનાવ બન્યો. વહુવર વિદાય થાય તે વખતે રસ્તામાં પાથરવાનાં ફૂલો મુડદા ઉપર ઉરાડવાના ઉપયોગમાં આવ્યાં. વિવાહની વિધિ કરનાર પાદરીએ તેના મરણની ક્રિયા કરી. જીવતરની આનંદી આશાઓ સફળ કરવાને નહી પણ મુએલાંઓની સંખ્યામાં વધારો કરવાની મતલબથી તેને દેવળમાં લઈ જવામાં આવી.

સારી કરતાં માઠી ખબરો હમેશ જલદી મળે છે. જુલીઅટ મરણ પામી છે એ ઢોંગ છે, અને રોમીઓ આવીને તેને કબરમાંથી બહાર કાઢશે એટલે તે વખતે જીવતી નીકળશે એવી ખબર પાદરી લોરેન્સે રોમીઓને મોકલી હતી, તે મળે તેની પહેલાં જ તેને જુલીઅટના મોતની ખબર મળી ચુકી. આ ખબર મળી તેની થોડી વાર પહેલાં રોમીઓ આનંદમાં હતો. તેને એક સ્વપ્ન આવ્યું હતું કે, તે પોતે મરી ગયો છે અને તેની પત્નીએ આવી ચુંબન કરવાથી તે પાછો જાગ્યો અને એક શહેનશાહ થયો છે ! આ સ્વપ્નના ખ્યાલમાં હતો એટલામાં એક કાસદ વેરોનાથી ખબર લઈ આવ્યો. પોતાને સ્વપ્ન આવ્યું તેથી તે કાંઈ સારી ખબર લાવ્યો હશે એમ તેની ખાત્રી થઈ. પણ જ્યારે તેથી ઉલટી જ ખબર તેણે સાંભળી ત્યારે તેની દિલગીરીનો પાર ન રહ્યો. પોતાનામાં તેને ચુંબન કરીને જીવ લાવવાની શક્તિ તો ન હતી પણ ઘોરમાં પડેલી પોતાની પત્નીનું મુખ છેલીવાર જોવાની હીંમત તો હતી.

તેણે ઘોડા તૈયાર કરાવ્યા. **માન્ચુઆના** રસ્તામાંથી પસાર થતાં એક ગરીબ ગાંધીની દુકાન જોઇ તેને બીજો જ વિચાર થયો. તે ગાંધીનો કંગાલ દેખાવ, તેની દુકાનની હાલહવાલી, કંગાલ અભરાઇઓ ઉપર મુકેલી ખાલી બરણીઓ, અને બીજા એવા જ કંગાલીઅતના દેખાવથી રોમી-ઓની ખાત્રી થઇ કે, તેને જોઇતી ચીજ ત્યાંથી મળશે. તેણે વિચાર્યું "**માન્ચુઆમાં** ઝેર વેચનારને મોતની સજા થાય છે પણ જો કોઈ દુઃખીઆરાને તે જોઇતું હોય તો આવી દુકાનમાંથી તે મળી શકે ખરૂં." રોમીઓ આવા વિચારથી તે દુકાનમાં દાખલ થયો. ગાંધીએ કેટલીક આનાકાની કર્યા પછી રોમીઓની પાસેથી સોનાના સિકકા લઇને તેને બદલે ઝેર આપ્યું. આપતી વખતે તે કંગાલ ગાંધી બોલ્યો, "જો કોઈ માણસમાં વીસ માણસના જેટલું જોર હશે અને તે આ ઝેર પી જશે તોપણ એક પળવારમાં પ્રેત થઈ પડશે."

આ ઝેર લઈને તે વેરોના જવા નીકળ્યો. તેનો વિચાર એવો હતો કે, ઘોરમાં પોતાની વહાલી પત્નીનું મુખ જોઈ લઈ પછી આ ઝેર પી તેની બાજુમાં સુઈ જઈ પ્રાણ આપવો. મધરાતના તે વેરોના પહોંચ્યો અને કબરસ્તાનમાં કાપ્યુલેટ ખાનદાનની ઘોરોનો મીનારો વચ્ચોવચ્ચ તેના દીઠામાં આવ્યો. બત્તી, કોદાળી અને પાવડા સાથે તે આગળ ગયો અને જેવો તે ઘોર ખોદવા જતો હતો, તેવો જ કોઇએ "**નીચ મોન્ટેગ !**" કરી બુમ પાડી, તેથી અટકી ગયો. તે બુમ પાડ-નાર જુવાન કાઉન્ટ **પારીસ** હતો. તે આ વખતે પોતાની થનાર પત્નીની ઘોર ઉપર ફુલ નાંખીને શોક કરવા આવ્યો હતો. રોમીઓનો ત્યાં આવવાનો શો સ્વાર્થ હતો તે તે જાણતો ન હતો. કાપ્યુલેટ ખાનદાનનો તે શત્રુ મોન્ટેગ હતો અને મરણ પામેલાઓનું અપમાન કરવા તે અત્રે આવ્યો હશે એટલું જ તેણે વિચાર્યું. **પારીસે** મનમાં કહ્યું કે, તેને દેશનીકાલની સજા થયેલી છે અને તે વેરોનામાં ફરી દેખાયો છે માટે મોતને લાયક થઈ જ ચુકયો. રોમીઓએ **પારીસને** ઓળખ્યા વગર કહ્યું કે, "મહેરબાની કરી મને એકલો રહેવા દો, નહી તો મારો ગુસ્સો ઉશ્કેરાશે તો ટાઇબોલ્ટના જેવા હાલ કર્યા તેવા જ તારા કરીશ.

તેના એકના ખુનનો બોજો હું મારી ખાંધ ઉપર લઇને ફરું છું તે તને મારતાં બેવડો થશે માટે જતો રહે." પારીસે તે કાંઇ સાંભળ્યું નહી અને રોમીઓને અપશબ્દ બોલવા લાગ્યો. રોમીઓ તેથી ઉશ્કેરાઈ ગયો. તેઓ બેઉ લડવા લાગ્યા તેમાં પારીસ સખત ઘા ખાઇ નીચે પડ્યો. પોતે કોને મારી નાંખ્યો તે જ્યારે રોમીઓએ બત્તી લઇને જોયું તો પારીસ જણાયો. માન્ચુઆથી નીકળતાં રસ્તામાં તેણે સાંભળ્યું હતું કે, જુલીઅટને તે પરણનાર છે તેથી કદાચ પરણ્યો હોય. તે કમનસીબ જુવાનનો હાથ તેણે પકડ્યો. પોતે ઉઘાડેલી જુલીઅટની ઘોરમાં તેને દાટવાનો વિચાર કર્યો. ઘોરમાં પોતાની સ્ત્રીને જોવીને તેવી જ પડેલી દીઠી. તેની સુંદરતા લઇ લેવામાં જાણે મોતનું જોર પણ તેના ચહેરા તથા શરીર ઉપર ચાલ્યું ન હોય એવું દેખાયું. મોતે જાણે મોહ પામીને તેને આ સ્થિતિમાં મુકી હોય. તેનો ચહેરો તાજો અને ખીલેલો લાગ્યો. તે જ્યારે પેલી દવા પી ગઈ ત્યારે હસતી હતી, તેવો જ ચહેરો રહ્યો હતો. તેની બાજુની ઘોર ટાઈબોલ્ટની હતી તેમાં તે લોહીલુવાણ થયેલો પડેલો હતો, તે જોઇને રોમીઓએ તે જીવ વગરના મુડદાની ક્ષમા માગી. પોતાની જુલીઅટના સગાને લીધે તેને પીતરાઈ કહીને બોલાવ્યો. અને વધારામાં બોલ્યો કે, હમણાં જ તેના વેરીનું વેર તે લેશે. મુડદા જેવી જુલીઅટને ચુંબન કરીને રોમીઓએ તેની છેલી રજા લીધી, અને પેલા ગાંધીને ત્યાંથી લાવેલું ઝેર તે પી ગયો. આ ઝેરની અસર કાંઈ જુલીઅટે પીધેલી દવાની જેવી સાદી નહી પણ જીવલેણ હતી. જુલીઅટ દવાની અસરમાંથી હવે સાવધ થવા આવી હતી. રોમીઓ વખતસર આવ્યો નહી અથવા ઘણો જ વહેલો આવ્યો એવી ફરીઆદ કરવાને તે ઉઠી.

પાદરીએ કહેલી મુદત પુરી થવા આવી. પોતે મોકલેલો કાગળ કાંઇક ગફલતને લીધે રોમીઓને પહોંચી શક્યો નથી એવી પાદરીને ખબર મળી, તેથી તે પોતે કોદાળી અને ફાનસ લઇને જુલીઅટને ઘોરમાંથી બહાર કાઢવા આવ્યો. પણ કાપ્યુલેટની ઘોર આગળ આવતાં દીવો બળતો જોઇને તે અજાયબ થયો. પણ જરાક વધારે પાસે આવતાં તો તરવારો અને લોહીનાં ટીપાં તથા થોડે દૂર રોમીઓ અને પારીસને શબવત્ પડેલા દીઠા.

આ બધો દુઃખદાયક બનાવ કેમ બન્યો તે વિષે પાદરી હજી તો વિચાર કરતો હતો એટલામાં જુલીઅટને ઘોરમાંથી ઉઠતી જોઈ. પાદરીને જોઈને પોતાની ઉપર બનેલો બધો બનાવ તેને યાદ આવ્યો અને રોમીઓ ક્યાં હતો તે પુછ્યું. પાદરીએ બહારથી આવતો લોકોનો સ્વર સાંભળીને કહ્યું, " આ જગાએથી ચાલો આપણે નાશી જઈએ. ઈશ્વરની શક્તિ અનંત છે. તેની આગળ આપણો ઉપાય મુદ્દલ નથી. માટે જલદી ચાલો. અવાજ વધારે આવે છે. " પણ જુલીઅટ ત્યાંથી ખસી નહી. આવતા લોકોનો અવાજ સાંભળી પાદરી બીકથી નાશી ગયો. પછી જુલીઅટે જ્યારે જોયું કે, તેના પતિએ ઝેર પીને આપઘાત કર્યો છે ત્યારે શીશીમાં કાંઈ રહ્યું હોય તો તે પીને પોતે મરવાનો ઠરાવ કર્યો. પણ શીશી તદન ખાલી હતી. રોમીઓના હોઠ ઉપર કાંઈ વળગેલું હશે એમ જાણી તેને ચુંબન કરવા લાગી. હોઠ ગરમ હતા પણ ઝેર મુદ્દલ ન હતું. લોકોને વધારે પાસે આવેલા જાણી, કટાર કહાડી પોતાની છાતીમાં મારી રોમીઓની બાજુમાં પડી.

ચોકીદારો તે જ વખતે ત્યાં આવી પહોંચ્યા. કાઉન્ટ પારીસનો ચાકર જે પોતાના શેઠની સાથે આવેલો હતો તેણે કાઉન્ટ તથા રોમી-ઓની વચ્ચે થતી મારામારી જોઈ હતી, તેણે શહેરમાં જઈને ગભરાટ ફેલાવી દીધો. લોકોમાં એટલો તો ગભરાટ ફેલાઈ ગયો હતો કે, ગલીએ ગલીના લોકો જાગી ઉઠયા. તેમનાં મોઢાંમાંથી પારીસ, રોમીઓ અને જુલીઅટનાં નામો બોલાતાં હતાં. આ ગભરાટ તથા બુમરાણથી લોર્ડ મોન્ટેગ તથા લોર્ડ કાપ્યુલેટ પણ રાજા સાથે જાગી ઉઠયા અને શો બનાવ બન્યો છે તેની તપાસ કરવા લાગ્યા. કેટલાક ચોકીદારોએ પેલા પાદરીને કબરસ્તાનમાંથી શક ભરેલી રીતે ધ્રુજતો, નિસાસા નાંખતો અને રડતો જતો પકડ્યો. કાપ્યુલેટ ખાનદાનની ઘોરની પાસે ઘણા લોકો એકઠા થયા હતા. આ નવાઈ જેવા અને દુઃખદાયક બનાવ વિષે પાદરી જે કાંઈ જાણતો હોય તે કહી જવા રાજાએ તેને હુકમ કર્યો.

વૃદ્ધ લોર્ડ મોન્ટેગ અને કાપ્યુલેટની પાસે તે પાદરીએ રોમીઓ અને જુલીઅટના જીવલેણ પ્યારની વાત કહી સંભળાવી. પોતે તેમને

પરણાવી આપવામાં જે ભાગ લીધો હતો અને તેમના જોડાવાથી આ કુટુંબ વચ્ચેનો લાંબા વખતથી ચાલતો કજીઓ બંધ પડી જશે એવી આશા રાખી હતી તે પણ બધું કહ્યું. અત્રે મરણ પામેલો રોમીઓ કેવી રીતે જુલીઅટનો પતિ થયો અને અત્રે મરણ પામેલી જુલીઅટ કેવી રીતે રોમીઓની નિમકહલાલ પત્ની થઈ તે પણ કહ્યું. આ લગ્ન જાહેર થાય તેની પહેલાં જુલીઅટને વાસ્તે બીજો વર તૈયાર થયો. બીજા લગ્નના પાપમાંથી બચાવવાને માટે તેણે મૂર્ચ્છાની દવા આપી હતી, અને તેથી બધા તેને મુએલી ધારતા. દવાની અસર ઉતરી જાય ત્યારે જુલીઅટને આવીને લઈ જવા માટે રોમીઓને પોતે ખબર આપી હતી, પણ કમનસીબે તે કાગળ રોમીઓને પહોંચી ન શક્યો. આથી વધારે ખબર તે પાદરી આપી ન શક્યો. તે પોતે જુલીઅટને છોડવવા આવ્યો હતો પણ ત્યાં તેણે પારીસ અને રોમીઓનાં મુડદાં પડેલાં દીઠાં. બાકીની વાત પારીસના ચાકરે કહી કે, તેણે પારીસ અને રોમીઓને લઢતા દીઠા હતા. રોમીઓનો ચાકર જે તેની સાથે હતો, તેણે પણ પોતે જોયેલી વાત કહી અને રોમીઓએ પોતાના બાપને આપવા કહેલા કેટલાક કાગળો આપ્યા. આ કાગળો ઉપરથી પાદરીની વાત ખરી લાગી. કાગળમાં રોમીઓએ જુલીઅટ સાથના પોતાના લગ્નની વાત લખીને પોતાના બાપની ક્ષમા ચાહી હતી. તેમ વળી પોતે તે કંગાલ ગાંધીને ત્યાંથી ઝેર કેવી રીતે લીધું હતું અને પોતાનો વિચાર જુલીઅટની પાસે આવીને મરવાનો હતો તે પણ જણાવ્યું હતું. આ બધા ઉપરથી પેલા પાદરીના ઉપરથી બધો શક ઉડી ગયો.

પછી રાજાએ વૃદ્ધ લોર્ડ મોન્ટેગ અને કાપ્યુલેટ તરફ ફરીને ઠપકો આપ્યો, " જુઓ આ તમારા વેરનું પરિણામ ! ઇશ્વરે તમને સજા કરવા માટે જ તમારાં બચ્ચાંઓમાં પ્યાર ઉત્પન્ન કર્યો હતો. જુઓ તેનાં આ ફળ છે. " પણ આ બેઉ જુના હરીફો હવે એક બીજાના વેરી ન હતા. તેઓએ પોતાનો જુનો કજીઓ પોતાનાં છોકરાંઓની ઘોરમાં દાટી દીધો. લોર્ડ કાપ્યુલેટે લોર્ડ મોન્ટેગનો હાથ પકડીને તેને ભાઈ કહી બોલાવ્યો. જુવાન મોન્ટેગ અને કાપ્યુલેટના જોડાણથી તેઓ સગાઈમાં આવ્યા હતા.

કાપ્યુલેટે કહ્યું કે, મારી છોકરીના પક્ષમાં તારો હાથ માગું છું. પણ લોર્ડ મોન્ટેગે કહ્યું, "મારો વિચાર તો એથી વધારે કરવાનો છે. જુલીઅટની સાવ સોનાની મૂર્તિ હું ઘડાવીશ. તેની નકશી અને કીમતની બરાબરી વેરોના શહેરમાં કોઈ કરી શકશે નહી." લોર્ડ કાપ્યુલેટે જવાબ આપ્યો કે, હું રોમીઓની સોનાની મૂર્તિ કરાવીશ. આ પ્રમાણે જ્યારે બધું નાશ પામ્યું ત્યારે જ આ બાપડા બેઉ અમીરો ઠેકાણે આવ્યા. અસલના વખતમાં તેમનું વેર એવું તો હતું કે, તે કમે કર્યું જાત નહી. પણ તેમના એકના એક વહાલા ફરજંદના નાશ જોડે તે જડમૂળથી નાશ પામ્યું.

---

# THE TWO GENTLEMEN OF VERONA.

# વેરોનાના બે વીરો.

## ( એક ધીરો ને બીજો અધીરો. )

## પ્રેમનું પારખું.

---

વેરોના શહેરમાં વેલેન્ટાઇન અને પ્રોથ્યુસ નામના બે જુવાન ગૃહસ્થો રહેતા હતા. તેમની પરસ્પર ઘણી ઘાડી મિત્રાઈ લાંબો વખત થયાં બંધાઈ હતી. તેઓ સાથે જ ભણ્યા હતા અને ફુરસદનો વખત પણ સાથે જ ગાળતા હતા. પ્રોથ્યુસ માત્ર પોતે જે સ્રીને ચહાતો હતો તેને મળવા જતો, એટલી વાર જ છુટો પડતો. પ્રોથ્યુસ સુંદર જુલીઆને મળવા જતો હતો. તે વાત તેના મિત્રને અણગમતી હતી. વેલેન્ટાઈન, પોતે કોઈપણ સ્રીને ચહાતો ન હતો, તેથી પોતાનો મિત્ર પ્રોથ્યુસ જુલીઆ વિષે વાત કરે તો તે સાંભળતાં તેને કંટાળો આવતો તથા તેને હસી કાઢતો. વારંવાર તે પ્યારના જુસ્સાની મશકરી કરતો અને કહેતો

કે, તે પોતે કદી પણ પ્યારમાં પડવાનો નથી, અને પ્રોથ્યુસ જે પ્યારની આશા ભરેલી જીન્દગી ગુજારતો હતો તેના કરતાં તે પોતાને સુખી માનતો હતો.

એક દિવસે સવારના પહોરમાં વેલેન્ટાઇને પ્રોથ્યુસની પાસે આવીને કહ્યું, " મારો વિચાર **મીલાન** શહેર તરફ જવાનો છે તેથી આપણે થોડો વખત છુટા પડીશું. " પ્રોથ્યુસ પોતાના મિત્રથી છુટો પડવાને રાજી ન હતો તેથી વેલેન્ટાઇનને ન જવા માટે સમજાવવા લાગ્યો; પણ વેલેન્ટાઇને કહ્યું " મારા વહાલા પ્રોથ્યુસ, મને સમજાવવાનું હવે બંધ કર. " માચીના માંકણુની પેઠે " ઘરમાં પડી રહી હું મારી જુવાની આળસાઇમાં ફોકટ ગુમાવવા માગતો નથી. ઘરમાં ભરાઈ રહેનાર જુવાનીઆઓ તીક્ષ્ણ બુદ્ધિના હોતા નથી.

દોહરો.

પ્રેમી ન્હેમી જન ચહે, નિજ આવાસ નિવાસ;<br>
પંડિત ચતુર પરાક્રમી. કરે પુરૂષ પ્રવાસ.

જો તું તારી વહાલી જુલીઆને ચહાતો ન હત તો તને પણ હું અહોંશ કરીને દુનિઆની નવાઇઓ જોવા જરૂર તેડી જાત. પણ તું તો પ્રેમી છે, અને તારો પ્રેમ ફલીભૂત થાઓ ! એમ હું ઇચ્છું છું ! " કદી ન તૂટે એવી મિત્રાચારી ભરેલો પ્યાર એક બીજા તરફ દેખાડીને તેઓ છૂટા પડ્યા. પ્રોથ્યુસે કહ્યું, " મારા વહાલા વેલેન્ટાઇન, સલામ ! જ્યારે માર્ગમાં કાંઈ નવી નવાઈ જુએ ત્યારે મને સંભારજે. "

તેજ દિવસે વેલેન્ટાઇન **મીલાન** તરફ રવાના થયો. પોતાના મિત્રના ગયા પછી પ્રોથ્યુસે જુલીઆને એક પત્ર લખ્યો અને તે તેની દાસી લુસેટાને આપ્યો. જુલીઆ પોતે પ્રોથ્યુસને ચહાતી હતી, પણ બહારથી તેમ દેખાડવા ઇચ્છતી ન હતી. લુસેટાએ જ્યારે તેને પત્ર આપવા માગ્યો ત્યારે પ્રોથ્યુસ પાસેથી કાગળ લેવા માટે તેને ધમકાવીને ઓરડામાંથી કાઢી મૂકી. પણ કાગળમાં શું લખ્યું છે તે જાણવાને તે વધારે આતુર હતી તેથી દાસીને ફરીથી બોલાવી. દાસી ઓરડામાં આવી ત્યારે તેને " કેટલા વાગ્યા છે ? " એમ પૂછ્યું.

લુસેટા જાણતી હતી કે, તેની શેઠાણીનો વિચાર કેટલા વાગ્યા છે તે જાણવાને બદલે કાગળમાં શું લખ્યું છે તે જાણવા વિષે વધારે આતુર છે, તેથી કાંઇ પણ જવાબ આપવાને બદલે પેલો પત્ર આપવા લાગી. પોતાના મનની વાત દાસી ચેતી ગઈ, એથી જુલીઆ વધારે ગુસ્સે થઈ, તેના હાથમાંથી કાગળ લઈ, ફાડી નાંખી, તેના કટકા જમીન ઉપર ફેંકી દઈ, પોતાની દાસીને એકદમ ઓરડામાંથી બહાર જવા હુકમ કર્યો. લુસેટાએ જતાં જતાં તે કાગળના કટકા વીણવા માંડ્યા, જુલીઆનો વિચાર તે પત્ર પોતે મેળવવાનો હોવાથી, ખોટો ગુસ્સો દેખાડીને દાસીને કહ્યું, "જા, નીકળ અહીંથી, આ પ્રમાણે આ પત્રના કટકા ઉંચકીને તું મને વધારે ક્રોધ ચઢાવે છે."

દાસીના ગયા પછી જુલીઆ કાગળના કટકાને એકઠા કરી જોડવા લાગી. "પ્રેમથી ઘાયલ થયલો પ્રોથ્યુસ" એ શબ્દો પહેલા જોડાયા. આવા પ્રેમ ભરેલા શબ્દો ફાડી નાંખ્યા તેનો હવે પસ્તાવો થયો. બીજા થોડા શબ્દો જોડાયા ત્યાં સુધી તો જુલીઆએ પ્રેમના ઉભરા જાહેર કર્યા, પણ જ્યારે વધારે શબ્દો જોડાઈ ન શકયા ત્યારે તે ચીડાઈ ગઈ. પછી તેણે પ્રોથ્યુસ ઉપર પ્યાર ભરેલો પત્ર લખ્યો. આવો પત્ર અવલ કદી પણ લખાયો ન હતો.

પ્રોથ્યુસ તેને આવો પ્યાર ભરેલો પત્ર મળ્યો તેથી આનંદ પામ્યો. વાંચતાં વાંચતાં તે બોલી ઉઠ્યો, "પ્રેમ, પ્રેમ! કેવી સુખી જીન્દગી!" આવા આનંદી વિચારમાં તેના બાપના આગમનથી ખલલ પડી. તે વૃદ્ધ ગૃહસ્થે દાખલ થતાં પૂછ્યું, "કેમ ભાઈ, કોનો કાગળ વાંચે છે?" પ્રોથ્યુસે જવાબ દીધો, "એ તો **મીલાન**થી મારા મિત્ર વેલેન્ટાઇનનો આવેલો છે." તેના બાપે કહ્યું, "કાગળ મને આપ; ત્યાંના કેવા સમાચાર છે તે જોવા દે." પ્રોથ્યુસે ગભરાતાં કહ્યું, "**મીલાન**ના ડયુકનો તે માનીતો થયો છે અને દિવસે દિવસે તેની ચઢતી થાય છે એ શિવાય બીજા કાંઈ સમાચાર નથી. તે પોતાની ચઢતીમાં ભાગ લેવા મને બોલાવે છે.' બાપે પૂછ્યું, "તારો શો વિચાર છે?" પ્રોથ્યુસે જવાબ દીધો, "આપની મરજી તે મારી મરજી."

એવું બન્યું હતું કે તેજ દહાડે પ્રોથ્યુસના બાપને તેજ બાબત વિષે પોતાના એક મિત્ર સાથે વાત થઈ હતી. મિત્રે કહ્યું, " જે વખત બહારગામ ફરી મુસાફરી કરવાનો છે તે વખત તમે તમારા પુત્રને ઘરમાં રાખો છો તેથી હું ઘણોજ અજાયબ થાઉં છું. કેટલાક લડાઇમાં પોતાનું નશીબ અજમાવવા જાય છે, કેટલાક દૂરના ટાપુઓ શોધવા જાય છે, કેટલાકો અભ્યાસ કરવા માટે જુદી જુદી પાઠશાળાઓમાં દાખલ થાય છે. તમારા પુત્રનો મિત્ર **મીલાન**ના ડ્યુકની દરબારમાં ગયો છે. જો જુવાનીમાં તે મુસાફરી નહીં કરે તો તેને મોટી ઉમરે ઘણોજ ગેરફાયદો થશે.

પ્રોથ્યુસના બાપને પોતાના મિત્રની શીખામણ પસંદ પડી, અને જ્યારે પ્રોથ્યુસે કહ્યું, " વેલેન્ટાઇન પોતાની ચઢતીમાં ભાગ લેવા મને બોલાવે છે " ત્યારે તેણે પોતાના પુત્રને એકદમ **મીલાન** મોકલવા ઠરાવ કર્યો. આ બુઢ્ઢો માણુસ હમેશ પોતાના પુત્ર ઉપર હુકમ ચલાવતો અને તેની તકરાર કદી પણ સાંભળતો નહીં. તે બોલ્યો, " વેલેન્ટાઇનની ઇચ્છા એજ મારી મરજી. " ( પોતાના પુત્રને આશ્ચર્ય પામતો જોઇને ) " મીલાનના ડ્યુકની દરબારમાં તારે રહેવું એમ મેંજ નક્કી કરેલું છે. બસ, મેં કહ્યું તે કહ્યુંજ. કાલે તારે ત્યાં જવાને તૈયાર થવું. મેં દૃઢ નિશ્ચય કર્યો તેથી તારે કાંઇ પણ બહાનું કાઢવું નહીં. " પ્રોથ્યુસ જાણતો હતો કે, તેનો બાપ પોતાના મનનો ઠરાવ કદી પણ ફેરવતો નહીં. જુલીઆના કાગળ વિષે તેણે પોતાના બાપને ખોટું સમજાવ્યું તેથી તે પોતાના મનમાં બહુજ પસ્તાવા લાગ્યો, કારણ કે હવે તેનાથી તેને જુદું પડવું પડશે.

હવે જ્યારે જુલીઆએ જોયું કે, પ્રોથ્યુસ તેને તજીને દૂર જાય છે ત્યારે તેણે જૂઠી બેદરકારી છોડી દીધી. તે પ્રોથ્યુસને જઈ મળી અને અરસપરસના પ્રેમની કેટલીક કબૂલાતો લઇને ઘણીજ દિલગીરીથી તેઓ છૂટાં પડ્યાં. તે બંને જણે એક બીજાની વીંટી બદલાવી લીધી અને એકબીજાના સંભારણા તરીકે પોતાની પાસેજ રાખવા પ્રતિજ્ઞા લીધી. દિલગીર દિલે પ્રોથ્યુસ મીલાન શહેર તરફ પોતાના મિત્ર વેલેન્ટાઇનને ત્યાં જવા નીકળ્યો.

પ્રોથ્યુસે તો પોતાના પિતાની પાસે ઠોકયું હતું, પણ વેલેન્ટાઇન તો ખરેખર મીલાનના ડ્યુકનો માનીતો થયો હતો. અને વળી બીજો એક ન ધારેલો સંયોગ બની ગયો હતો જેનું પ્રોથ્યુસને સ્વપ્ને પણ ભાન ન હતું. પ્રોથ્યુસની માફક વેલેન્ટાઇન પણ પ્રેમફંદમાં ફસાયો હતો અને છૂટાપણુ વિષેનું તેનું અભિમાન તદ્દન જતું રહ્યું હતું. વેલેન્ટાઇનની પ્રેમ-મૂર્તિ મીલાનના ડ્યુકની પુત્રી સીલવીઆ હતી. તે પણ વેલેન્ટાઇનને ચહાતી હતી. તેઓનો પ્રેમ ડ્યુકથી છાનો હતો. વેલેન્ટાઇનને ડ્યુક જોકે ચહાતો હતો, મહેલમાં રોજ બોલાવતો હતો તોપણ પોતાની પુત્રીને તો થુરીઓ નામના પોતાના એક દરબારી સાથે પરણાવવાનો તેનો વિચાર હતો. સીલવીઆ થુરીઓને ધિક્કારતી હતી કારણ કે વેલેન્ટાઇન જેવી બુદ્ધિ અને સદ્દગુણો તેનામાં ન હતાં.

આ બેઉ હરીફો એક દિવસે સીલવીઆની પાસે ઉભા હતા. થુરીઓ જે કાંઇ બોલતો તેની વેલેન્ટાઇન મશ્કરી કરતો હતો, એટલામાં ડ્યુકે ત્યાં દાખલ થઇને પ્રોથ્યુસના આવી પહોંચવા વિષેના શુભ સમાચાર કહ્યા. તે સાંભળી વેલેન્ટાઇન બોલ્યો, "જો મારા મનમાં કોઇબી રીતની ઇચ્છા હોય તો તે એને જોઈને પૂરી થઈ છે. નામદાર સાહેબ, મેં તો મારો વખત આળસાઇમાં ગુજાર્યો છે પણ મારા મિત્રે પોતાના વખતનો ખરેખરો ઉપયોગ કર્યો છે." વગેરે પ્રોથ્યુસનાં ઘણાં વખાણ તેણે ડ્યુકની પાસે કર્યાં. એટલામાં પ્રોથ્યુસ ત્યાં દાખલ થયો. વેલેન્ટાઇને બધાની સાથે તેને ઓળખાણ કરાવી.

બધાની સાથે મુલાકાત થઇ રહી અને આ બેઉ મિત્રો જ્યારે એકલા પડ્યા ત્યારે વેલેન્ટાઇને કહ્યું, "ત્યાં બધાં કેમ છે? તમારો પ્યાર કેવો ચાલે છે?"

પ્રોથ્યુસે જવાબ દીધો, "મારા પ્રેમની વાતથી તમને કંટાળો આવે છે. હું જાણું છું કે, પ્રેમની વાતો તમને સાંભળવી ગમતી નથી, તો મારે તમને તેજ વાતો સંભળાવી શા માટે પજવવા જોઈએ."

વેલેન્ટાઇન બોલ્યો, "અરે! ભાઈ!! હવે તો મારી જીન્દગી બદલાઈ ગઈ છે. પ્રેમને ધિક્કારવાને બદલે તો મારે પ્રાયશ્ચિત્ત લેવું પડયું છે. પ્રેમને હું ધિક્કારતો હતો તેથી, તેના બદલામાં પ્રેમે મારી આંખો-માંથી ઉંઘ લઈ લીધી છે. અરે! ભલા પ્રોથ્યુસ, પ્રેમનું રૂપ ઘણુંજ ગંભીર છે, તેણે મને એવો તો નમ્ર બનાવી દીધો છે કે ન પૂછો વાત. દુનીઆમાં પ્રેમના જેવું જોરાવર બીજું કોઈ નથી. પ્રેમને લીધે તો મેં મારી ભુખ, તરસ અને ઉંઘ ખોઇ દીધાં છે."

વેલેન્ટાઇને કરેલા પોતાના પ્રેમના ખુલાસાથી તો તેના મિત્ર પ્રોથ્યુ-સની હવે જીત થઈ કહેવાય; પણ પ્રોથ્યુસને હવે આપણે વધારે વાર "મિત્ર" ગણશું નહીં, કારણ કે, જેના પ્યાર વિષે વાતો થઈ હતી તેનાજ પ્યારે તેના મનમાં ઘર કર્યું હતું. આટલી વાર સુધી જે ખરા પ્રેમવાળો અને ખરો મિત્ર હતો તે સીલવીઆ સાથેની થોડીવારની વાતચીતમાંજ ખોટા પ્રેમવાળો અને જૂઠો મિત્ર બન્યો. સીલવીઆને પહેલી જ નજરે જોતાં પ્રોથ્યુસનો જુલીઆ ઉપરનો પ્રેમ સ્વપ્નની પેઠે જતો રહ્યો. વેલે-ન્ટાઇન સાથેની તેની જુની મિત્રાચારી પણ જતી રહી હોય એમ લાગ્યું. પણ આ પ્રમાણે જુલીઆના પ્રેમને તજી દેતાં તેને ઘણા વિચારો કરવા પડ્યા. વેલેન્ટાઇને પોતાના મિત્ર ઉપર વિશ્વાસ રાખી પોતાના પ્રેમની બધી હકીકત કહી. વળી તેમનો પ્યાર ડયુકથી કેવી રીતે છૂપો હતો તે પણ કહ્યું. ડયુક તેમના લગ્નની સંમતિ કદી પણ ન આપે એવું હોવાથી સીલવીઆ પોતાના બાપનો મહેલ છોડી રાતના તેની સાથે માન્ચુઆ શહેર તરફ નાશી આવવાની હતી તે પણ કહી નાંખ્યું. વળી વેલેન્ટાઈને દોરડાની એક નીસરણી બનાવી રાખી હતી જેની મદદથી અંધારૂં થતાંજ સીલવીઆ બારીમાંથી ઉતરી આવવાની હતી તે પણ દેખાડી.

પ્રોથ્યુસે જ્યારે પોતાના મિત્રની છૂપી વાત સાંભળી ત્યારે તેણે બીજો વિચાર કર્યો. ડયુકની પાસે જઇને બધી વાત તેણે કહી દીધી. તેણે એવી તો હીકમતથી વાત કહાડી કે, જાણે મિત્રાચારીથી જે છૂપાવવું જોઇએ, અને દુનીઆની બીજી કોઇ પણ લાલચથી ખુલ્લું ન કરવું જોઇએ તે માત્ર ડયુકે તેની તરફ બતાવેલી મમતાથીજ, તેને ખુલ્લું કર-

વાની ફરજ પડી છે. પછી પોતે વેલેન્ટાઇન પાસેથી સાંભળેલી બધી વાત કહી અને દોરડાની નીસરણી કેવી રીતે એક મોટા ઝભ્ભામાં છૂપાવીને લઇ જવાનો હતો તે વાત પણ કહી દીધી.

એક ખોટું કામ છૂપાવી રાખવાને બદલે પોતાના મિત્રનો ઇરાદો જાહેર કર્યો તેથી ડયુકની નજરમાં પ્રોથ્યુસ અજાયબ જેવો સાચો માણસ ઠર્યો. ડયુકે તેનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં અને તેને વચન આપ્યું કે, તે વાત કોણે જણાવી છે, તે જાણવા ન દેતાં કોઇ યુક્તિથી તે વેલેન્ટાઇનને ફસાવશે.

આજ કારણને લીધે ડયુક સાંજ સુધી ત્યાં બેશી રહ્યો. થોડી વારમાંજ વેલેન્ટાઇનને મહેલ તરફ ઉતાવળે પગલે જતો જોયો, તેના ઝભ્ભામાં કાંઈ વીંટાળેલું હતું તે દોરડાની સીડી હતી એમ તેણે નિશ્ચય કર્યો. ડયુકે તેને ઉભો રાખીને પૂછ્યું, "વેલેન્ટાઇન, આટલા બધા ઉતાવળમાં ક્યાં જાઓ છો?" વેલેન્ટાઇને જવાબ આપ્યો, "નામદાર સાહેબ, એક ખેપીઓ જાય છે તેને મારા મિત્રોના કાગળ આપવા જાઉં છું." પ્રોથ્યુસે પોતાના બાપને કાગળ વિષે જે જૂઠું સમજાવ્યું હતું તેના કરતાં આ જુઠાણું વધારે નિંદિત હતું. ડયુકે પૂછ્યું, "શું તે કાગળો ઘણા અગત્યના છે?" વેલેન્ટાઇને જવાબ આપ્યો, "નહીં મારા મહેરબાન, હું આપની દરબારમાં સુખી અને આનંદમાં છું એટલાજ સમાચાર કહેવાના છે." ડયુકે કહ્યું, "ત્યારે તો કાંઈ નહીં, જરા વાર મારી પાસે થોભો. મારે તમારી કાંઈ સલાહ લેવી છે." વેલેન્ટાઇન પાસેથી છૂપી વાત કહાડવાની મતલબથી ડયુકે યુક્તિથી વાત કરવા માંડી, "વેલેન્ટાઇન, તમે જાણો તો છો કે, મારો વિચાર મારી છોકરીને થુરીઓ સાથે પરણાવવાનો છે. પણ તે છોકરી હઠીલી છે અને મારા હુકમને તાબે થતી નથી. તે મારી છોકરી છે એવી દરકાર પણ કરતી નથી તેમજ હું તેનો બાપ છું તેથી ડરતી પણ નથી અને આ કારણથી તેની તરફનો મારો પ્રેમ ઓછો થઈ ગયો છે. મેં ફરીથી પરણવાનો વિચાર કર્યો છે અને પછી મારી છોકરી ગમે તેની સાથે પરણે તેની મને મુદ્દલ દરકાર નથી. તેની સુંદરતા એજ તેનું પલ્લું થશે અને મારી તરફની તેણે મુદ્દલ આશા રાખવી નહીં."

ડયુક બોલી રહ્યો ત્યારે વેલેન્ટાઇને આશ્ચર્ય પામીને કહ્યું, "પણ સાહેબ, આ બધું મને કહેવાની કાંઇ મતલબ?" ડયુકે જવાબ આપ્યો, "હા, તેમ કરવાનું એક કારણ છે. જે સ્ત્રીને હું પરણવા માગું છું તે સુંદર અને શરમાળ છે, મારી અવસ્થા થવા આવી તેથી જુવાનીઆઓની રીતભાત હું ભૂલી ગયો છું. હવે મારે તેને પરણવા માટે કઈ યુક્તિ વાપરવી તે તમે મારા ગુરૂ થઈને મને શીખવો." વેલેન્ટાઇને ડયુકની પાસે જુવાનીઆઓ સુંદર સ્ત્રીઓનાં વખાણ કરે છે તે કહી બતાવ્યું. વળી કહ્યું કે વારંવાર તેની મુલાકાત લેવી અને ભેટ મોકલાવવી. ડયુકે કહ્યું કે મેં એક કીંમતી ભેટ મોકલી હતી તે તેણે પાછી વાળી અને તેના બાપે તેની સાથે કોઈ પણ પુરૂષનો મેળાપ ન થાય એવો સખત બંદોબસ્ત રાખ્યો છે. વેલેન્ટાઇન બોલ્યો, "એવું છે ત્યારે તો રાતના મુલાકાત લ્યો. ચાલાક ડયુક જે પોતાની મતલબસર બોલતો હતો તે વખત આવેલો જોઇને બોલ્યો, "પણ રાતના તેના દરવાજા બંધ હોય છે તેનું કેમ!"

કમનશીબે વેલેન્ટાઈને કહ્યું, "તે સ્ત્રીના ઓરડામાં જવા વાસ્તે દોરડાની સીડીનો ઉપયોગ કરવો. મને કહેશો તો હું તમને તેવી એક મેળવી આપીશ. મેં જેવો મોટો ઝબ્બો પહેર્યો છે તેવો ઝબ્બો પહેરીને તેની અંદર સીડીને છૂપાવવી."

વેલેન્ટાઇનનો ઝબ્બો ઉતારવાને વાસ્તે ડયુક જે આટલીવાર વાત કરી હતી તે ઉતારી લેતાં બોલ્યો, "ત્યારે તમારો ઝબ્બો મને આપો." વેલેન્ટાઇનનો ઝબ્બો ઉતારી લેતાં પેલી સીડી નીકળી પડી, એટલુંજ નહીં પણ સીલવીઆને લખેલો એક કાગળ પણ મળ્યો. જે ડયુકે તરતજ ઉખાડીને વાંચ્યો. આ કાગળની અંદર તેઓએ શું શું કરવું તે બધું લખ્યું હતું. ડયુકે વેલેન્ટાઇન ઉપર, પોતે તેની ઉપર વિશ્વાસ રાખ્યો હતો તેના બદલામાં પોતાની છોકરી ચોરી જવાની કોશેશ કીધી તેથી ધિક્કાર વરસાવ્યો. અને પછી મીલાનમાંથી દેશનીકાલ કર્યો. વેલેન્ટાઇનને સીલવીઆને મળ્યા વગર મીલાન છોડવાની ફરજ પડી.

જ્યારે **મીલાન** શહેરમાં પ્રોથ્યુસ વેલેન્ટાઇનને આ પ્રમાણે દુઃખી કરતો હતો ત્યારે વેરોનામાં જુલીઆ પ્રોથ્યુસના વિયોગથી પીડાતી હતી. તેણે આખરે **મીલાન**માં પોતાના આશકને શોધવા જવા માટે વેરોના શહેર છોડવાનો નિશ્ચય કર્યો. રસ્તામાં લુચ્ચાઓના ભયમાંથી બચવાને માટે જુલીઆ અને તેની દાસી લુસેટાએ પુરૂષનાં કપડાં પહેર્યાં. આ પ્રમાણે છૂપા વેશમાં, વેલેન્ટાઇનના દેશનીકાલ થયા પછી, થોડા દિવસમાં તે **મીલાન**માં આવી પહોંચી.

સાંજને વખતે જુલીઆ **મીલાન**માં આવી પહોંચી, અને એક ધર્મશાળામાં તે ઉતરી. પોતાના વહાલા પ્રોથ્યુસ વિષે ખબર મેળવવાને તે આતુર હતી તેથી ધર્મશાળાવાળા સાથે વાત કરવા લાગી, જેથી પોતાના પ્યારા વિષે કાંઈ ખબર મળે. ધર્મશાળાવાળો પોતાના આ જુવાન મેહેમાનને ઉંચી પદવીનો જાણી ઘણી ખુશીથી વાતો કરવા લાગ્યો. ધર્મશાળાનો રખવાળ સારા સ્વભાવનો માણસ હતો તેથી પોતાના મહેરબાનને દિલગીર જોઈ ન શક્યો. તેણે જુલીઆને ખુશી રાખવાને જોવા લાયક ઠેકાણે ફરવા જવાનું કહ્યું.

પોતે આ પ્રમાણે અણઘટતું પગલું ભરીને ત્યાં આવી હતી તેને વિષે પ્રોથ્યુસ જાણશે ત્યારે શું વિચારશે, એમ જાણીને જુલીઆ દિલગીર થતી. પ્રોથ્યુસ તેને તેના સદ્‌ગુણોને લીધે ચહાતો હતો. તેની નજરમાં કેટલી હલકી પડશે એવા વિચારથી તેનો ચહેરો ફીક્કો પડ્યો. તે ધર્મશાળાવાળા સાથે શહેરમાં ફરવા જવા તૈયાર થઈ. તેનો યજમાન તેને ફેરવતો ફેરવતો મહેલ આગળ લઇ આવ્યો ત્યાં તેણે પોતાની ધારણાથી ઉલટો દેખાવ જોયો. ત્યાં પોતાના આશક પ્રોથ્યુસ સીલવીઆની આગળ ઉભો રહી તેનાં વખાણ કરતો જોયો. વચમાં વચમાં તે પોતાનો પ્યાર પણ દર્શાવતો હતો. જુલીઆએ ઝાડને ઓથે ઉભી રહીને બધું સાંભળ્યું. સીલવીઆએ પ્રોથ્યુસને, પોતાની માશુક તરફ બેવફા થવાને તથા પોતાના મિત્ર વેલેન્ટાઇન તરફ નિમકહરામ થવા માટે ઠપકો આપ્યો. આટલું કર્યા પછી સીલવીઆ તેની પાસેથી જતી રહી. સીલવીઆ

દેશનીકાલ થયલા પણ પોતાના પ્યારા વેલેન્ટાઈનને ચહાતી હતી અને આ જૂઠા મિત્રને ધિક્કારતી હતી.

જુલીઆ પોતે જે કાંઈ જોયું તથા સાંભળ્યું હતું તેથી નિરાશ થઈ, તોપણ પ્રોથ્યુસને તો તે પૂર્વવત્ ચહાતીજ હતી. પ્રોથ્યુસનો ચાકર નીકળી ગયો છે એવી ખબર મેળવી પેલા ધર્મશાળાવાળાની મદદથી જુલીઆ પોતે તેને ત્યાં ચાકરીએ રહી. પ્રોથ્યુસે પોતાના નવા રહેલા ચાકરને જુલીઆ તરીકે ન ઓળખતી સીલવીઆ ઉપર કેટલીક કીંમતી ભેટો સાથે એક વીંટી મોકલી, જે વીંટી વેરોનામાં જૂદા પડતી વખતે જુલીઆએ તેને આપી હતી.

પણ સીલવીઆએ પ્રોથ્યુસે મોકલેલી ભેટ તથા વીંટી લેવાની ના પાડી, ત્યારે જુલીઆના આનંદનો પાર ન રહ્યો. તજી દીધેલી જુલીઆ તરફના પ્રોથ્યુસના પ્યાર વિષે પુરૂષના વેશમાં જુલીઆ સીલવીઆ સાથે વાત કરવા લાગી. તે પોતેજ જુલીઆ છે એમ સીલવીઆ સમજી જાય એવી ઢબે તેણે વાત કરવા માંડી. તે બોલી, " હું પોતે જુલીઆને ઓળખું છું. પ્રોથ્યુસને તે એવી તો પ્યારથી ચહાતી હતી કે, હવે તેને તેણે તજી દીધી છે તેથી બહુ દુઃખ ભોગવશે. જુલીઆ મારા જેવડી ઉંચી છે, તેનો ચહેરો મને મળતો છે અને તેની આંખો અને વાળનો રંગ પણ બધો મારા જેવો છે. " ખરેખર જુલીઆ પુરૂષના વેશમાં ઘણી સુન્દર દેખાતી હતી. સીલવીઆને તજી દીધેલી જુલીઆની ઘણી દયા આવી. જુલીઆએ જ્યારે તેને પ્રોથ્યુસે આપેલી વીંટી આપવા માંડી ત્યારે તે બોલી, " આ વીંટી પ્રોથ્યુસે મને મોકલી, એ તો વધારે શરમ ભરેલી વાત છે. આ વીંટી હુ કદી પણ લેનાર નથી કારણ કે તેણે પોતેજ વારંવાર મને કહ્યું છે કે, જુલીઆની તે આપેલી છે. ભલા માણુસ, તું તે બીની દયા ખાય છે તેથી હું તને ચહાઉં છું. આ કોથળી લે. જુલીઆની ખાતર હું તને બક્ષીસ આપું છું. " સીલવીઆ જેને તે પોતાની હરીફ સમજતી હતી તેના મોંઢામાંથી આવા શબ્દો નીકળેલા સાંભળી તે આનંદ પામી.

હવે આપણે દેશનીકાલ થયેલા વેલેન્ટાઇનનું શું થયું તે જોઈએ. દેશનીકાલ થયેલા તરીકે પોતાના પિતા પાસે જવાનું તેને ઠીક ન લાગ્યું તેથી હવે શું કરવું અને કયાં જવું તેનો તેને વિચાર થઈ પડ્યો. મીલાનથી થોડે દૂર જંગલમાં તે એકલો જતો હતો એટલામાં લૂટારાઓએ આવીને તેને ચારે બાજુથી ઘેરી લીધો, અને પૈસાની માગણી કરી. વેલેન્ટાઈને તેમને જવાબ આપ્યો કે, તે દેશનીકાલ થયેલો છે, તેથી તેની પાસે પહેરેલાં કપડાં શિવાય બીજી કાંઈ માલમતા નથી. લૂટારાઓએ જ્યારે જોયું કે તે દેશનીકાલ થયેલો માણસ છે ત્યારે તેઓએ બીજો વિચાર કર્યો. તેની અમીરી ચાલચલણથી આશ્ચર્ય પામીને તેઓએ પોતાનો સરદાર થવા માગણી કીધી. વેલેન્ટાઈન જેને હવે પોતાનું ગમે તે થાય તેની થોડીજ દરકાર હતી તેથી તેમનો સરદાર થવા કબૂલ થયો પણ તેમની સાથે એવી બોલી કીધી કે, તેઓએ સ્ત્રીઓ અને ગરીબ મુસાફરોને હરકત કરવી નહીં. આ પ્રમાણે રોબીનહુડની માફક વેલેન્ટાઈન પણ લૂટારાઓનો સરદાર અને બારવટીઓ થયો.

ડયુકે સીલવીઆને થુરીઓ સાથે પરણવાની બહોંશ કરવા માંડી. પણ તેનો વિચાર તેને પરણવાનો બીલકુલ ન હતો. આખરે કંટાળીને વેલેન્ટાઈન જે માન્ચુઆ શહેર તરફ ગયો હતો એમ તે ધારતી હતી ત્યાં જવાનો વિચાર કર્યો. પણ કમનસીબ સીલવીઆ પોતાની આ ગણત્રીમાં ચૂકી હતી. વેલેન્ટાઈન હજી સુધી જંગલમાંજ લૂટારાનો સરદાર હતો ખરો, તથાપિ તે પોતે લોકોને લૂટવામાં કદી પણ ભાગ લેતો ન હતો, પણ કમનશીબે જે લોકો તેના માણસોના હાથમાં પકડાતા હતા તેમને છોડાવી દેતો હતો. ઈગ્લેમોર નામના એક વિશ્વાસુ વૃદ્ધ ગૃહસ્થને રસ્તામાં પોતાનું રક્ષણ થાય તે માટે સાથે લઈ પોતાના બાપના મહેલમાંથી સીલવીઆ નાશી ગઈ. જે જંગલમાં વેલેન્ટાઇન અને લુટારા રહેતા હતા તેજ જંગલમાંથી તેમનો જવાનો રસ્તો હતો. એક લૂટારાએ જંગલમાં સીલવીઆને પકડી અને ઇગ્લેમોરને પકડવા ગયો પણ તે તો નાશી ગયો.

સીલવીઆ ગભરાઈ ગઈ હતી તેને પેલા લૂટારાએ ધીરજ આપતાં કહ્યું, "તમારે ગભરાવું નહીં. હું તો તમને અમારા સરદારની પાસે

ગુફામાં લઈ જાઉં છું. તેમ વળી અમારા સરદારથી પણ ડરવાનું કામ નથી કારણ કે તે એવો તો ભલો માણસ છે કે, સ્ત્રીઓ તરફ હમેશ દયા દેખાડે છે."

પોતે બારવટીઆઓના સરદાર પાસે કેદી તરીકે જતી હતી એમ સાંભળીને સીલવીઆને કાંઈ ધીરજ ન આવી. તે બોલી ઉઠી, "અરે વેલેન્ટાઈન, આ બધું હું તારે માટે ખમું છું" જ્યારે લૂટારો તેને લઈ જતો હતો ત્યારે તેને રસ્તામાં પ્રોથ્યુસે અટકાવ્યો. પણ પ્રોથ્યુસ અહીં કયાંથી ? તેણે જ્યારે જાણ્યું કે સીલવીઆ જતી રહી ત્યારે પુરુષનો વેશ ધારણ કરેલી જુલીઆને સાથે લઈ તે જંગલમાં તેનો શોધ કરવા નીકળી પડ્યો, અને બરોબર ટાંકણાસર ત્યાં આવી પહોંચ્યો. તેણે સીલવીઆને લૂટારાના હાથમાંથી છોડવી. પોતાને છોડાવાને જે ઉપકાર કીધો હતો તે વિષે હજી તો સીલવીઆ આભાર માનવા જતી હતી એટલામાં જ પ્રોથ્યુસે પ્રેમની વાતો કહી તેનું મન દુખવવા માંડ્યું. તે તેને પોતાની સાથે લગ્ન કરવા દબાણ કરવા લાગ્યો. જુલીઆ જે ચાકરના વેશમાં ત્યાં ઉભી હતી તેના મનમાં ધારતી લાગી કે, રખેને પ્રોથ્યુસે સીલવીઆને લૂટારાના હાથમાંથી છોડવી છે તેના ઉપકારના બદલામાં તેની સાથે પરણવાની હા પાડે. પણ એટલામાં ત્યાં વેલેન્ટાઈનના આવી પહોંચવાથી બધા આશ્ચર્ય પામ્યા. તેણે સાંભળ્યું હતું કે, તેના માણસે કોઈ સ્ત્રી મુસાફરને પકડી હતી અને તેથી તેને તે દીલાસો આપવા આવ્યો હતો.

પ્રોથ્યુસ સીલવીઆ પાસે પરણવાની માગણી કરતો હતો તે તેના મિત્ર વેલેન્ટાઇને જોયું. પોતે પકડાઈ ગયો તેથી પ્રોથ્યુસને શરમ આવી અને પશ્ચાત્તાપ થયો. પોતે વેલેન્ટાઈનનું બુરૂં કીધું હતું તે બધું તેની પાસે કબુલ કરીને પ્રોથ્યુસે તેની માફ માગી. ઉદાર મનના વેલેન્ટાઇને તે તેને માફ કર્યું એટલું જ નહીં પણ સીલવીઆ ઉપરનો પોતાનો હક્ક સુદ્ધાં છોડી દીધો. તે વીર પુરૂષ તેને પોતાનો મિત્ર કરીને બોલ્યો, "હું તમને માફ કરૂં છું એટલું જ નહીં પણ સીલવીઆ ઉપરનો મારો હક્ક પણ છોડી દઉં છું." જુલીઆ જે ચાકરના વેશમાં ત્યાં ઉભી હતી તે મૂર્છા ખાઈને નીચે પડી. તેના મનમાં એમ આવ્યું કે પ્રોથ્યુસ સીલવીઆની

સાથે લગ્ન કરશે. જુલીઆને સાવધ કરવાના બધા ઉપચારો કરવા માંડ્યા. સીલવીઆ, વેલેન્ટાઈનનું પોતાના મિત્ર તરફ ઉદાર મન જોઈ આશ્ચર્ય પામી. જુલીઆ મૂર્છામાંથી સાવધ થઈને બોલી, "મારા શેઠે આ વીંટી સીલવીઆને આપવાનો હુકમ કર્યો હતો તે હું ભુલી ગયો છું."

પ્રોથ્યુસે તે વીંટી જોઈ તો પોતે જુલીઆને આપેલી તેજ. તેણે અજાયબ થઈને પૂછ્યું, "એમ કેમ બને ! એ તો જુલીઆની વીંટી છે ? અલ્યા, એ તારી પાસે કયાંથી ?" જુલીઆએ ઉત્તર આપ્યો, "જુલીઆએ પોતે મને આપી છે અને જુલીઆ પોતે જ અત્રે લાવી છે."

પ્રોથ્યુસને હવે વહેમ પડ્યો. તેણે બરોબર ધારીને જોયું તો પોતાનો ચાકર જુલીઆ પોતે જ હતી એમ તેને લાગ્યું. પોતાના દૃઢ પ્યારની ખાત્રી જુલીઆએ તેને આપી, તેથી તેની ઉપર પ્રોથ્યુસનો પ્યાર પાછો દોડવા લાગ્યો અને સીલવીઆ ઉપરનો પ્યાર ઉતરી ગયો.

વેલેન્ટાઈન અને પ્રોથ્યુસ પોતાને સદ્‌ગુણી સ્ત્રીઓ મળવાના આનંદમાં હતા એટલામાં થુરીઓ સાથે મીલાનના ડ્યુકના આવી પહોંચવાની ખબર જાણી તેઓ અજાયબ થયા. તેઓ બેઉ જણા સીલવીઆને શોધવા નીકળ્યા હતા. થુરીઓ આગળ હતો તે સીલવીઆને પકડવા યત્ન કરીને બોલ્યો, "સીલવીઆ મારી છે." વેલેન્ટાઈને આગળ આવીને ધમકીના અવાજે કહ્યું "થુરીઓ, આઘો જા. બીજી વખત જો બોલીશ કે 'સીલવીઆ મારી છે' તો મુઓ જાણજે. આ ઉભી છે. જરા હાથ તો અડકાડ !" થુરીઓ બીચકારો હતો. તે આ ધમકીથી ડરીને પાછળ હઠી ગયો. પછી મોઢું બગાડીને બોલ્યો "તેની દરકાર કોણ કરે છે ! એવો તે કોણ મૂર્ખ હોય જે પોતાને ન ચહાતી હોય એવી સ્ત્રી સાથે પરણે !"

ડ્યુક પોતે બહાદુર નર હતો તે ગુસ્સે થઈને બોલ્યો, "આમ હલકા શબ્દો ઓચરે છે તેથી તું નીચ છે." પછી વેલેન્ટાઈન તરફ ફરીને બોલ્યો, "વેલેન્ટાઈન, ધન્ય છે તમને અને તમારી હીંમતને ! તમે એક શહેનશાહજાદીના પ્યારને લાયક છો. સીલવીઆ તમને જ મળશે. તે તમારે જ લાયક છે."

દોહરો.

પ્રેમ હેમનું પારખું, સહસા નહિ જ જણાય;
થાપ કાપ સંતાપથી, તવાય તો પરખાય.

વેલે-ટાઈને ઘણીજ નમ્રતાથી ડ્યુકનો હાથ ચુમ્યો અને ઉપકારથી તેની છોકરીની ઉમદા ભેટ જે તેણે આપી હતી તે કબુલ કીધી. આ ખુશાલીના બનાવમાં જંગલના બધા લુટારાઓને માફી આપવાની વેલે-ટાઇને ભલા સ્વભાવના ડ્યુકની પાસે માગણી કીધી. વળી કહ્યું કે, જો તેઓ વસ્તીમાં આવશે તો ઘણા ઉપયોગી થઈ પડશે. કારણ કે, તે માંહેલા ઘણાક તો વેલે-ન્ટાઇનની માફક રાજદ્વારી ખટપટના ભોગ થઈને દેશનીકાલ થયેલા હતા. ડ્યુકે તેમને માફી આપી. હવે તો ફક્ત જૂઠા મિત્ર પ્રોથ્યુસને સજા કરવાની રહી હતી. તેને સજા એટલી જ કીધી કે, બધાની વચ્ચે તેણે પોતાના કાવાદાવાની વાત પ્રથમથી કહી દેવી. પ્રોથ્યુસને તે વાત કરતાં એવી તો શરમ લાગી કે તેને પુરી સજા થઈ છે એમ બધાની ખાત્રી થઈ. તે બનાવ બન્યા પછી ચારે જણાઓ ડ્યુકની સાથે મીલાન પાછા ફર્યાં અને ડ્યુકની હાજરીમાં ઘણી ધામધુમથી તેમનાં લગ્ન થયાં.

---

# THE TAMING OF THE SHREW.

# કર્કશા કેથેરાઈન.

અથવા

## વઢકણી વર્તી.

કર્કશા કેથેરાઈન પાડુઆ શહેરના પૈસાદાર વેપારી બાપ્ટીસ્ટાની સૌથી વડી પુત્રી હતી. તે એટલી તો આકરા સ્વભાવની અને કજીઆળુ હતી કે, તે શહેરમાં બધા લોકો તેને કેથેરાઈન કર્કશાના નામથી ઓળ-

ખતા. આ કજીઆબાઈ સાથે લગ્ન કરવા હીંમત કરે એવો પુરૂષ તે શહેરમાં મળવો મુશ્કેલ હતો. તેની માયાળુ નાની બહેન બીઆનકા વાસ્તે ઘણુ સારે સારે ઠેકાણેથી માગાં આવતાં હતાં, પણ બાપ્ટીસ્ટાનો વિચાર પોતાની વડી પુત્રીને પરણાવ્યા પછી જ તેને પરણાવવાનો હતો.

હવે એવું બન્યું કે, પેટ્રુશીઓ નામનો એક ગૃહસ્થ પાડુઆ શહેરમાં પોતાને લાયક સ્ત્રી મેળવવાની શોધમાં આવી પહોંચ્યો. તેણે કેથેરાઈનની કીર્તિ ઘણી સાંભળી અને તે પૈસાદાર અને સુંદર હતી માટે તેની સાથે લગ્ન કરવા નિશ્ચય કર્યો. કર્કશાને કેળવીને નમ્ર અને તાબેદાર પત્નિ કરવાનો તેણે વિચાર કર્યો. તેના જેવો બીજો સર્વ વાતે સંપૂર્ણ પુરૂષ એને મેળવવો મુશ્કેલ હતો. કેથેરાઇનના જેવો જ તે પણ મીજાજી હતો. એટલું જ નહીં પણ તે જરા મશ્કરો પણ હતો. ગમે તેવા કડક સ્વભાવવાળા માણસને વશ કરવાનું તેનામાં ડહાપણ હતું. તે ખરેખર ગુસ્સે થવાનો ડોળ ઘાલતો તોપણ જ્યારે શાંત પડતો ત્યારે તે ઉપર હસતો હતો. તેનો કુદરતી સ્વભાવ એવો હતો કે, જાણે તેને કોઈની દરકાર જ ન હોય. કેથેરાઇન સાથે પરણતી વખતે તેણે જરા ગમત કરવાનો વિચાર કર્યો હતો અને તેમ કરીને જ તે કર્કશાને ઠેકાણે આણવાનો ઠરાવ કર્યો હતો.

આવા ઇરાદાથી જ તે કર્કશા કેથેરાઈનને ત્યાં ગયો. પહેલાં તેણે બાપ્ટીસ્ટાની મુલાકાત લીધી. તેની નમ્ર પુત્રી કેથેરાઇન સાથે લગ્ન કરવાની રજા માગી. તે બોલ્યો કે, હું તમારી પુત્રીના નમ્ર સ્વભાવ અને ઉત્તમ ચાલ ચલગત સાંભળીને તેનો પ્યાર મેળવવા માટે આવ્યો છું. કેથેરાઈનનો બાપ તો વરની શોધમાં જ હતો, તોપણ તેના ખરાબ સ્વભાવથી તે દરેક જણને જાણીતા કરવાની પોતાની ફરજ સમજતો. તેના નમ્ર સ્વભાવનો દાખલો તે વખતે ત્યાં હાજર જ હતો. તેને ગાયન શીખવનાર ઉસ્તાદે તે ઓરડામાં દોડી આવી ફરીઆદ કીધી કે, તમારી નમ્ર કેથેરાઈને મારા માથામાં સારંગી મારી, માથું ભાગી નાંખ્યું. મારો વાંક એટલો જ થયો કે મેં તેની ભુલ દેખાડી. આ સાંભળી પેટ્રુશીઓ

બોલ્યો, "વાહ, આ તો બડી બહાદુરીનું કામ ! તેના આવા કામથી તો હું તેને વધારે ચાહીશ, મારે તેની સાથે થોડાં ગપાં મારવાનો વિચાર છે." બાપ્ટીસ્ટા એનો કાંઈ જવાબ આપવા જતો હતો એટલામાંજ તે બોલી ઉઠ્યો, "બાપ્ટીસ્ટા શેઠ, મારૂં કામ ઉતાવળનું છે, હું કાંઇ દરરોજ વિવાહ કરવા ફેરા મારીશ નહી. તમે મારા પિતાને ઓળખો છો. તેઓ મરણ પામ્યા છે અને પોતાની બધી દોલત અને મિલકતનો મને વારસ કરી ગયા છે. જો હું તમારી પુત્રી સાથે લગ્ન કરૂં તો તેને કેટલો દાયજો આપશો, તે મને કહો." બાપ્ટીસ્ટાને તેની રીતભાત કાંઇક નવાઈ જેવી લાગી. પરંતુ કેથેરાઇનને પરણનાર વર મળ્યો તેથી તેને ઘણો આનંદ થયો. તેના લગ્ન વખતે દાયજા તરીકે વીશ હજાર ક્રાઉન તથા મરતી વખતે પોતાની અડધી મિલકત આપી જવા જણાવ્યું. પેટ્રુશીઓએ તે કબુલ કર્યું આથી આનંદ પામી કેથેરાઈનનો બાપ પોતાની કર્કશા પુત્રી પાસે ગયો અને તેને તેના નવા આશકની પાસે મોકલી.

પોતાને કેથેરાઇન સાથે કવી રીતે વર્તવું તે વિષે વિચાર કરવાને તેને થોડોક વખત મળ્યો. તેણે મનમાં વિચાર્યું "પહેલાં તો હું તેની સાથે પરણવાની મારી ઇચ્છા દર્શાવીશ. જો તે ગુસ્સે થઈને ગાળો આપશે તો હું કહીશ કે તે બુલબુલની પેઠે ગાયન ગાય છે. જો તે ઘુરકશે તો હું કહીશ કે, દવથી ભીંજાયલાં ગુલાબનાં ફુલના જેવી સુંદર દેખાય છે. જો તે મોઢામાંથી કાંઈ પણ નહીં બોલે તો હું કહીશ કે, તે છટાદાર ભાષણ કરે છે. જો તે મને ત્યાંથી જતા રહેવાનું કહેશે તો હું પોતાની સાથે એક અઠવાડીઆ સુધી રહેવાની તે મને બહોંશ કરે છે એમ જણાવીને તેનો ઉપકાર માનીશ." આ પ્રમાણે તે વિચાર કરતો હતો એટલામાં કેથેરાઈન ત્યાં આવી પહોંચી. તેને જોતાં જ તે બોલ્યો, "અલી કેટ, કેમ છો ! તમારૂં નામ કેટ કેની" કેથેરાઇનને આ શબ્દો કડવા લાગ્યા. તે ધિક્કારથી બોલી, "જેઓ મને બોલાવે છે તેઓ મને કેથેરાઈન કહીને બોલાવે છે." આ નવાઈ જેવો આશક તે સાંભળીને બોલ્યો, "તમે જુઠું બોલો છો. તમને સાદી કેટ, દસુંર કેટ, અને કોઇ વખતે કર્કશા

કેટ કહીને લોકો બોલાવે છે. પણ કેટ, તમે તો સૌથી સુન્દર કેટ છો, અને તેટલા માટે કેટ, દરેક શહેરમાં તમારી નરમાશનાં વખાણુ સાંભળી, તમારી સાથે લગ્ન કરવાની ઇચ્છાથી હું આવ્યો છું."

આ તો હદ થઈ. આટલું બધું કર્કશા બાઈ સાંખી શકે એમ ન હતું. તે મોટે સાદે બુમો પાડીને પોતાનું કર્કશાપણું બતાવવા લાગી. પેટ્રુશીઓ કેથેરાઇનના સભ્યતા ભરેલા શબ્દોનાં વખાણુ કરતો. આ પ્રમાણે ચાલતું હતું એટલામાં કેથેરાઇનનો બાપ ત્યાં આવ્યો. તેને આવતો જોઇને પેટ્રુશીઓએ પોતાની લગ્ન કરવાની તીવ્ર ઇચ્છા દર્શાવવા માંડી. તે બોલ્યો, "વહાલી કેથેરાઇન, હવે આપણે આ મફતની માથાફોડ જવા દઇએ તમારા બાપે મને તમારી સાથે લગ્ન કરવા રજા આપી છે. પહેલું નક્કી થઈ ચુકયું છે. તમારી મરજી હોય કે ન હોય તો પણ હું તો તમને જ પરણીશ."

બાપ્ટીસ્ટા હવે ત્યાં આવી પહોંચ્યો. પેટ્રુશીઓએ તેને કહ્યું કે, કેથેરાઇને મને પસંદ કર્યો છે અને આવતે રવિવારે અમારાં લગ્ન ઠરાવ્યાં છે. પણ કેથેરાઇને તે વાતની ના પાડી અને બોલી કે, રવિવારે તેને ફાંસી ગયલો જોવાને હું વધારે આતુર છું. અને તેના જેવા ચક્રમને તેના પતિ તરીકે શોધી કાઢવા માટે પોતાના પિતાને ઠપકો આપવા લાગી. પણ પેટ્રુશીઓએ તેના બાપને કહ્યું "તમારે એના ગુસ્સા ભરેલા શબ્દો ઉપર ધ્યાન ન આપવું, કારણ કે, તમારી પાસે આનાકાની કરવાની એણે કબુલાત કરી છે, પણ મારી પાસે જ્યારે એકલી હતી ત્યારે એટલી તો માયાથી વાત કરતી હતી કે ન પુછો વાત ! કેટ તમારો હાથ મને આપો. લગ્નને માટે પોશાક ખરીદવા હવે હું વેનીસ જઈશ. સાહેબ, લગ્નની તૈયારી કરજો અને મિત્રમંડળને બોલાવજો. મારી કેથેરાઇન સુન્દર દેખાય એવી વીંટીઓ અને કીંમતી પોશાક હું મારી સાથે લાવીશ. આપણાં લગ્ન રવિવારે છે તેનું મને ચુંબન કરો." આ પ્રમાણે વાત કરીને તે જતો રહ્યો.

લગ્નને દહાડે બધા મેજબાનો એકઠા થયા. વખત વહી જવા લાગ્યો પણ વરરાજા ન દેખાયો. કેથેરાઇન ગુસ્સે થવા લાગી કે, મારી તેણે મશ્કરી કરી. બધાંને વાટ જોવડાવીને આખરે તે આવ્યો. પણ કેથેરાઇનને વચન આપ્યા પ્રમાણે લગ્નનાં કપડાં વગેરે કાંઇ લાવ્યો ન હતો, તેણે પોતે પણ વરરાજાનાં કપડાં પહેર્યાં ન હતાં. પોશાક પણ એવો પહેર્યો હતો કે, જાણે લગ્નક્રિયા કરવાને બદલે રમત કરવા તે આવ્યો હોય. તેનો ચાકર તથા તે જે ઘોડા ઉપર બેશીને આવ્યા હતા તે પણ મેલાઘેલા હતા.

વરરાજાને બધાએ સમજાવ્યો કે, તે પોશાક ઉતારીને બીજો પહેરો, પણ તે સમજ્યો નહીં. તેણે કહ્યું કે, કેથેરાઇન મને પરણવાની છે, કાંઇ મારાં કપડાંને પરણવાની નથી. તેને સમજાવવો એ ફોકટ હતું. તેઓ દેવળમાં ગયા, ત્યાં પણ તેણે પોતાની ગાંડાઈ મુકી નહીં. જ્યારે ધર્મગુરૂએ તેને પુછ્યું કે, કેથેરાઇન તારી સ્ત્રી છે ત્યારે તેણે એટલી તો મોટેથી બુમ પાડી કે, "હા, તે મારી બાયડી છે," તે સાંભળી બધા આશ્ચર્ય પામ્યા, ધર્મગુરૂના હાથમાંથી ચોપડી પડી ગઇ. વાંકો વળીને તે ઉચકવા ગયો તો તેને વરરાજાએ એવો તો ધક્કો માર્યો કે, તે અને ચોપડી બેય પડી ગયાં. લગ્નવિધિ પુરી થતાં સુધી તેણે પગ પછાડ્યા અને સોગન ખાધા તેથી કડક કેથેરાઇન બીકથી ધ્રુજવા લાગી. લગ્નક્રિયા પુરી થતાં બધા દેવળમાંથી બહાર નીકળ્યા. આવાં ઘેલાં ગાંડાં લગ્ન કોઇએ પણ કદી દીઠાં ન હતાં. પણ પોતાની કર્કશા સ્ત્રીને ઠેકાણે લાવવાને માટે પેટ્રુશીઓ તો એથી પણ વધારે ગાંડાઈ કાઢવાનો હતો.

બાપ્ટીસ્ટાએ જમવાની બધી તૈયારી કરી રાખી હતી, પણ પેટ્રુશીઓએ દેવળમાંથી બહાર નીકળી કેથેરાઇનનો હાથ પકડ્યો, અને પોતાની પરણેતર તરીકે તે જ વખતે પોતાને ઘેર લઈ જવાનો ઇરાદો જાહેર કર્યો. પોતાના સસરાના કાલાવાલા અથવા ગુસ્સે થયેલી કેથેરાઇનના આકરા શબ્દોથી પણ તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહીં. પરણેતર તરીકે તેની ઉપર પોતાનો દાવો કરી તેને લઈ ચાલ્યો. તેને ક્રૂર તથા દૃઢ સ્વભાવનો જોઇને કોઈએ પણ અટકાવવાની કોશેશ કીધી નહીં.

પેટ્રુશીઓએ પોતાની બાયડીને એક મુડદાલ ઘોડા ઉપર બેસાડી. તેમ પોતે તથા ચાકર પણ તેવા જ ઘોડા ઉપર બેઠા. તેણે પોતે આ ઘોડા ખાસ પસંદ કર્યા હતા. કેથેરાઇનનો ઘોડો જ્યારે ઠોકર ખાતો ત્યારે તે એટલો તો ગુસ્સે થઇને બુમ પાડતો કે, ઘોડો પણ જાણે તેમના જેવા માણસ હોય. આ વખતે રસ્તો પણ ખાડા ખાબોચીઆવાળો પસંદ કીધો હતો.

આવી કંટાળા ભરેલી મુસાફરી પુરી થતાં તે ઘેર આવી પહોંચ્યાં. રસ્તામાં કેથેરાઇને પોતાના પતિની ચાકર અને ઘોડાઓ તરફની બુમો શિવાય બીજું કાંઇ સાંભળ્યું ન હતું. પેટ્રુશીઓએ કેથેરાઇનને તેના ઘરમાં ઘણી માયાથી આવકાર દીધો. પણ તે દહાડે તેને કાંઈ ખાવા કે રાતના ઉંઘવા ન દેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. જમવાનું તૈયાર થયું પણ તેમાં કાંઈ ને કાંઈ ખોડ કાઢીને પેટ્રુશીઓએ ભોંયપર ઉરાડી દીધું. બહાનામાં એવું જણાવ્યું કે, કાચું ખાતાં માણસ હેરાન થાય. પછી જ્યારે કેથેરાઇને ભુખ તથા થાકથી કંટાળીને સુવાની તૈયારી કરી ત્યારે બીછાનામાં પણ ખોડ કાઢવા લાગ્યો. બધાં બીછાનાં તથા તકીઆઓ નીચે ફેંકી દીધાં. આખરે કર્કશા એક ખુરશી ઉપર જઈ સુતી ત્યાં પણ ભોગજોગે જરા આંખમાં ઝોકું આવ્યું તો પોતાના પતિની મોટી બુમથી તે જાગી ઉઠતી. પોતાની સ્ત્રીની પથારી સારી રીતે ન પાથરવા માટે તે ચાકરોને ગાળો દેવા લાગ્યો.

બીજે દહાડે પણ તે જ પ્રમાણે ચલાવવું શરૂ કર્યું. દરેક ચીજમાં ખોડ કાઢવા લાગ્યો. પણ કેથેરાઈનને મીઠા શબ્દો કહેવા લાગ્યો. જ્યારે તે ખાવા બેસતી ત્યારે સાંજના જેમ ખોરાક નાંખી દીધો હતો તેમ આ વખતે પણ કાચું છે કરીને તે પણ ઉરાડી દીધું. પછી કેથેરાઇને—કહો કે મગરૂર કેથેરાઈને—ચાકરો પાસેથી એક કોળીઓ ધાન્ય મેળવવાને કાલાવાલા કર્યા પણ તેઓએ પોતાના શેઠની શીખવણી મુજબ જવાબ આપ્યો કે, અમારા શેઠની રજા વગર અમારાથી છુપી રીતે કાંઈ પણ અપાય નહીં. તે બોલી, "એ શું મને ભુખથી મારી નાંખવાને પરણ્યો

છે ! મારા બાપના ઘર આગળ ભીખારીઓ આવે છે તેમને પણ અનાજ અપાય છે. પણ હું કે જે કોઇના પણ કદી કાલાવાલા ન કરું તે અનાજ વગર ટળવળું છું. ઉંઘથી મને ફેર આવે છે. આખી રાત વગર ફોકટની બુમો પાડી મને ઉજાગરો કરાવે છે. વળી ઉપરથી પ્યારનું બહાનું કાઢે છે કે, એ હું ખાઉં કે ઉંઘું તો મારૂં તત્કાળ મરણ નીપજે." આ પ્રમાણે તે બડબડાટ કરતી હતી એટલામાં પેટ્રુશીઓ ત્યાં દાખલ થયો. તેનો વિચાર કાંઈ પોતાની પત્નિને ભુખથી મારી નાંખવાનો ન હતો, તેથી એક રકાબીમાં થોડો ખોરાક લઈ આવ્યો હતો. તે બોલ્યો, "મારી વહાલી કેટ, કેમ છે ? મારી વહાલી, જો તારે વાસ્તે હું કેટલી ચિંતા રાખું છું, આ ખોરાક હું હાથે રાંધીને તારે માટે લાવ્યો છું. મારી ખાત્રી છે કે, તું મારો ઉપકાર માનીશ. (તે કાંઈ બોલી નહીં એટલે) શું, એક બોલ પણ નહીં ! ત્યારે તો તારે ખાવું જ નથી ! મારી બધી મહેનત ફોકટ ગઈ ! !" તેણે ચાકરોને હુકમ કર્યો કે, તે રકાબી લઈ જવી. અતિશય ભુખને લીધે કેથેરાઇન બહારથી કાંઇક નરમ પડી હતી. પણ અંદરખાનેથી તે ઘણી ગુસ્સે હતી, તોપણ તે બોલી, "મહેરબાની કરી એ રહેવા દો," પણ તેનો વિચાર તો એથી વધારે નરમાશના શબ્દો બોલાવવાનો હતો તેથી તે બોલ્યો, "મેં જે મહેનત કીધી છે તેનો બદલો ઉપકારના શબ્દોથી વાળવો જોઈએ." કેથેરાઇને આનાકાની કરતાં કહ્યું, "સાહેબ, હું તમારો ઉપકાર માનું છું." આ ઉપરથી તે રકાબી તેની પાસે મુકીને બોલ્યો, "ઘણું સારૂં, ઘણું સારૂં, મારી નરમ હૈયાની કેટ, ખા, અને હવે મારી વહાલી, આપણે તારા બાપને ઘેર જઇશું, તેને વાસ્તે રેશમી પોશાક અને ટોપીઓ અને સોનાની હીરા જડિત વીંટીઓ વગેરે ચીજો લઈશું." આ બધી સુંદર ચીજો અપાવવાનો પોતાનો ખરેખરો વિચાર છે એમ દેખાડવાને માટે તેણે એક દરજીને તથા બીજી પરચુરણ ચીજો વેચનારને બોલાવી આણ્યા. શેઠે કરી મુકેલા હુકમ મુજબ દરજી પોશાક બનાવી લાવ્યો હતો. પોતે લાવેલા ખોરાકમાંથી કેથેરાઇન અડધું જમી રહી એટલે તેણે રકાબી ત્યાંથી લઈ જવા ચાકરને હુકમ કર્યો. "અને તું જમી રહી ને ?" એમ સવાલ પુછી

તેઓને અંદર બોલાવ્યા. પરચુરણ સામાન વેચનાર એક ટોપી લાવ્યો હતો, તે દેખાડીને બોલ્યો, "આપ સાહેબે મંગાવી હતી તે ટોપી આ રહી." પણ સાહેબને તે પસંદ પડે ? તેણે તે જોતાં જ બુમ પાડી કે, એ તો વાટકાના આકારની હતી. એ પાછી લઈ જા અને બીજી એનાથી મોટી બનાવી લાવ. કેથેરાઇન બોલી, "એ ટોપી ઘણી સારી છે. બધી સભ્ય સ્ત્રીઓ એવીજ ટોપી પહેરે છે." તેના પતિએ જવાબ આપ્યો, "જ્યારે તું સભ્ય થઇશ ત્યારે તને એવી ટોપી મળશે, નહીં તો મળવાની નથી." કેથેરાઇનના પેટમાં કાંઇક ખોરાક જવાથી પહેલાંની મગરૂરી પાછી તેને યાદ આવી હતી. તે બોલી, "સાહેબ, હું જાણું છું કે, મને બોલવાનો હક છે અને તેથી હું બોલીશ. હું કાંઇ બાળક નથી. મારૂં કહેવું તમારે સાંભળવું પડશે. જો ને સાંભળવાની મરજી ન હોય તો બેલાશક બહેરા થજો." બાયડીને કેમ વશ કરવી તે તે પક્કી રીતે જાણતો હતો, તેથી ઉપરના શબ્દો ઉપર તેણે ધ્યાન ન આપ્યું. તેણે જવાબ દીધો, "તું કહે છે તે ખરૂં છે, પણ એ એક હલકી ટોપી છે અને હું તને ચહાઉં છું તેથી તે મને પસંદ નથી." કેથેરાઇન બોલી, "તમે મને ચાહો અથવા ન ચાહો, પણ મને તો એ ટોપી પસંદ છે, એ ટોપી હું લઈશ; એના શિવાય બીજી લેવાની નથી." હજી પણ તેની મતલબ ન સમજવાનું ડોળ ઘાલીને તે બોલ્યો, "શું તને ઝબ્બો (ગાઉન) જોઇએ છે ?" આ વખતે પેલો દરજી પાસે આવ્યો અને તેને માટે સીવી તૈયાર કરેલો ઝબ્બો હાથમાં લઈ ઉભો. પેટ્રુશીઓનો વિચાર તેને તે વખતે ટોપી અથવા ઝબ્બો કાંઈ આપવાનો ન હોવાથી તેમાં પણ ખોડખાંપણ કાઢી બોલ્યો, "અરે ઇશ્વર ! આ તે કેવી જાતનું કાપડ ! શું આને તમે બાંય કહો છો ! બંદુકની જેવી આડી અને ઉભી કાપી છે !" દરજીએ જવાબ દીધો, "તમે મને હાલના ઘાટ પ્રમાણે કરવાનું કહ્યું હતું તે પ્રમાણે હું કરી લાવ્યો છું." કેથેરાઈને કહ્યું કે, એના કરતાં સરસ બીજો ઝબ્બો મેં તો કયાંય પણ જોયો નથી. પણ પેટ્રુશીઓ તે કેમ સાંખી શકે ! તેણે તો મોટેથી બુમો પાડીને દરજી તથા પરચુરણ સામાન વેચનારને ઓરડામાંથી કાઢી મુકયા. પણ પોતાના માણસોને સમજાવી

મુક્યા હતા તેથી તેમને તેમના માલના પૈસા મળ્યા અને તેમનો શેઠ જે ગુસ્સા ભરેલા શબ્દો બોલ્યો હતો તેમની માફી માગી. તેમના ગયા પછી તેણે કેથેરાઇનને કહ્યું, "મારી વહાલી કેટ, તેં જે સાદો પોશાક પહેર્યો છે તે જ પહેરીને આપણે તારા બાપને ઘેર જઇશું." પછી તેણે ઘોડા તૈયાર કરવા હુકમ કર્યો, અને કહ્યું કે, "હજી તો સવારના સાત વાગ્યા છે તેથી બપોરના જમવાની વખતે તો આપણે બાપ્ટીસ્ટાને ત્યાં પહોંચી જઇશું." ખરૂં જોતાં તો તે વખતે મધ્ય બપોર થયા હતા. કેથેરાઇને બોલવાની હીમત કરી. અને તે નરમાશથી બોલી, "સાહેબ, હાલ તો બપોરના બે વાગ્યા છે. આપણે સાંજના વાળુને વખતે ત્યાં જઇ પહોંચીશું." પણ સાહેબનો વિચાર તેને બરાબર પોતાને તાબે કરવાનો હતો, તેથી જ્યારે તેની હાએ હા પાડે ત્યારે તેને તેના બાપને ઘેર તેડી જવી, એવા દૃઢ નિશ્ચય ઉપર તે હતો. પોતે જાણે સૂર્યનો માલેક હોય અને પોતે કહે તેટલો જ વખત ત્યારે થયો હોય એવું તે દેખાડવા લાગ્યો. તે બોલ્યો, "હજી પણ હું બોલું છું તેથી તું વિરૂદ્ધ બોલે છે માટે આજે તો જવાનું માંડી વાળીશું, અને જ્યારે હું જાઉં ત્યારે હું કહું તેટલો જ વખત થવો જોઇએ."

બીજે દહાડેથી કેથેરાઇનને આ નવીન જાતની તાબેદારી શીખવાની ફરજ પડી. આખરે તે એટલી તો નમ્ર થઈ ગઈ કે, પોતાનો પતિ બોલે તેની વિરૂદ્ધ એક પણ વેણ તે ઉચ્ચારતી ન હતી. હવે પેટ્રુશીઓએ પોતાના સસરાને ઘેર જવાની મરજી દેખાડી. તેઓ મુસાફરી કરતાં નીકળ્યાં. તે વખતે સૂર્ય તપતો હતો તે જોઈ તે બોલ્યો, "આહાહા! ચંદ્ર કેવો પ્રકાશે છે!" આ સાંભળીને કેથેરાઇને જવાબ આપ્યો કે, તે ચંદ્ર નહી પણ સૂર્ય છે. તે જ વખતે કર્કશા કેથેરાઇનના પતિનું મગજ ફરી ગયું. તે પાછો ઘેર જવા ફર્યો. તે બોલ્યો, "હું કહું કે ચંદ્ર તો ચંદ્ર અને તારા તો તારા. એમાં મુદ્દલ ફરક પડવો જ ન જોઇએ. એમ થશે ત્યારે જ આપણે તારા બાપને ઘેર જઇશું." પણ કેથેરાઇન હવે કાંઈ કર્કશા કેથેરાઇન ન હતી પણ વશવર્તી વનિતા થઈ હતી. તે બોલી,

" આપણે ઘણે દૂર સુધી તો આવ્યાં છીએ માટે મહેરબાની કરીને ચાલો. તમે કહેશો તો સૂર્ય, ચંદ્ર અથવા ગમે તે હું બોલવાને તૈયાર છું. તમારી વિરુદ્ધ ન બોલવાના હું સોગન ખાઉં છું." તેની ખાત્રી કરવા માટે તેણે કહ્યું, " હું કહું છું કે, ચંદ્ર છે."

કેથેરાઈને જવાબ આપ્યો, "હું જાણું છું કે ચંદ્ર જ છે." તે બોલ્યો, " તું જુઠું બોલે છે, એ તો સૂર્ય છે."

કેથેરાઈને જવાબ આપ્યો, " ત્યારે તે સૂર્ય છે. જ્યારે તમે કહેશો કે તે સૂર્ય નથી ત્યારે નથી. તમે તેને જે નામ આપશો તે નામ કેથેરાઈનને કબુલ છે.

તેઓ આગળ ચાલ્યાં. પેટ્રુશીઓની મરજી હજી પણ વધારે તપાસ લેવાની હતી. એક બુઢ્ઢો ગૃહસ્થ તેમને રસ્તામાં જતો મળ્યો, તેને જોઈ જાણે તે જુવાન સ્ત્રી હોય તેમ બોલ્યો, " સભ્ય બાઈ, કેમ છો ?" પછી કેથેરાઈન તરફ કરીને કહ્યું કે, તેં એના કરતાં વધારે સુંદર અને સભ્ય સ્ત્રી જોઈ છે ! આમ કહી તેની સુંદરતાનાં વખાણ કરવા લાગ્યો. પછી પોતાની સ્ત્રીને કહ્યું, " વહાલી કેટ, આ સુંદરીને તેની સુંદરતાને માટે આલીંગન કરો." કેથેરાઈન જે હવે ઠેકાણે આવી હતી તે પોતાના પતિનું વેણ કબુલ રાખીને બોલી, " સુંદર કુમારીકા ! તમે ક્યાં જાઓ છો અને ક્યાં રહો છો ? તમારાં જેવાં સુન્દર બાળકનાં માબાપ કેવાં સુખી હશે !"

પતિ બોલ્યો, " કેટ, આ શું ! તું ઘેલી તો નથી થઈ ગઈ ! આ એક વૃદ્ધ માણસ છે. કમ્મરમાંથી વાંકો વળી ગયેલો છે. તું કહે છે તેમ કોઈ કુમારીકા નથી."

આ સાંભળી કેથેરાઈન બોલી, " સાહેબ, મને માફ કરજો. સૂર્યના તડકાથી મારી આંખો એવી તો થઈ ગઈ છે કે, દરેક ચીજ મને લીલી દેખાય છે. પણ હવે હું જોઉં છું કે, તમે વૃદ્ધ છો અને મારા પિતા જેવા છો. મારી આ ભુલ વિષે તમે મને ક્ષમા કરશો એવી હું આશા રાખું છું."

પેટ્રુશીઓ બોલ્યો, " એ તો ભલા ગૃહસ્થ છે તે એમ કરશે. પણ સાહેબ, તમે ક્યાં જાઓ છો, તે આપને કહેશો ? અમારો તથા તમારો રસ્તો એક જ હશે તો અમે ઘણાં ખુશી થઈશું. "

તે વૃદ્ધ ગૃહસ્થ બોલ્યો, " શેઠ અને આનંદીબાઈ, તમારી નવાઈ જેવી ચાલથી હું ઘણો જ આનંદ પામ્યો છું. મારૂં નામ વીનસેન્શીઓ છે, અને મારો છોકરો પાડુઆ શહેરમાં રહે છે તેને મળવા વાસ્તે હું જાઉં છું. "

પેટ્રુશીઓએ તેને તરત ઓળખ્યો કે, તે તો લુસેન્શીઓનો બાપ હતો. લુસેન્શીઓનાં લગ્ન બાપ્ટીસ્ટાની નાની પુત્રી બીઆનકા સાથે થવાનાં હતાં. વીનસેન્શીઓને તે વિષે તેણે ખબર આપી. આવી ખુશી ભરેલી ખબર સાંભળી તે આનંદ પામ્યો. તે આનંદથી મુસાફરી કરતાં બાપ્ટીસ્ટાને ત્યાં આવી પહોંચ્યાં. તેને ત્યાં તો બીઆનકાના લગ્નની ધામધુમ મચી રહી હતી.

બાપ્ટીસ્ટાએ તેમને આદરમાન આપ્યું. બે દિવસ ઉપર પરણેલો એક બીજો ગૃહસ્થ પણ તે મેજબાનીમાં આવેલો હતો.

બીઆનકાનો વર લુસેન્શીઓ અને નવો પરણેલો હોરટેન્શીઓ કેથેરાઈનના કર્કશ સ્વભાવને માટે મશ્કરી કરવા લાગ્યા. આ બેઉ વરરાજાઓએ નમ્ર સ્વભાવની પત્નિઓ મેળવી હતી તેથી પેટ્રુશીઓને તેઓ હસતા હતા. પણ તેણે તેમની મશ્કરી ઉપર કાંઇ ધ્યાન ન આપ્યું, પણ જ્યારે બાપ્ટીસ્ટા પોતે તેમની સાથે હસવામાં સામેલ થયો ત્યારે તે સાંખી ન શક્યો. તે બોલ્યો કે, તમારી સ્ત્રીઓ કરતાં મારી સ્ત્રી વધારે તાબેદાર છે. કેથેરાઇનનો બાપ બોલ્યો, " દીકરા, તારે કપાળે સૌથી વધારે કર્કશા ચોંટી છે. હવે તો સબુરી ખમ. " તે બોલ્યો, " હું કહું છું કે નહી. જો તમારે મારા બોલવાની ખાત્રી કરવી હોય તો. આપણે એક સરત મારીએ અને જેની સ્ત્રી પહેલે તેડે આવે તે તે સરત જીતે. "

પેલા બે જુવાનોએ તેમ કરવા કબુલ કર્યું. તેમની ખાત્રી હતી કે, કેથેરાઇન કરતાં તેમની સ્ત્રીઓ વધારે નરમાશવાળી હતી. તેઓએ

વીશ ક્રાઉનની સરત કીધી. પણ પેટ્રુશીઓ બોલ્યો કે, હું તો એના કરતાં વીશગણા કબુલ કરૂં છું. આખરે તેઓએ વધારીને સો સો ક્રાઉનની સરત મારી. લુસે-શીઓએ પોતાની સ્ત્રીને તેડવા ચાકરને મોકલ્યો. ચાકરે પાછા આવી જવાબ આપ્યો, "સાહેબ, મારી શેઠાણીએ કહેવરાવ્યું છે કે હું કામમાં છું અને તેથી હાલ આવી શકતી નથી."

પેટ્રુશીઓ બોલ્યો, "વાહ, શું સરસ જવાબ છે! હું કામમાં છું અને તેથી હાલ આવી શકતી નથી. સ્ત્રી તરફનો એવો જવાબ હોય!"

તેઓએ તેનું બોલવું હસી કહાડ્યું અને બોલ્યા કે, કેથેરાઇન એવો પણ જવાબ આપે તો તેણે પોતાને ભાગ્યશાળી સમજવો જોઇએ. હવે હોરશે-શીઓની વારી આવી. તેણે પોતાના ચાકરને કહ્યું કે તારી શેઠાણીને કહે કે, મહેરબાની કરીને અત્રે આવે.

પેટ્રુશીઓ બોલ્યો, "કહે કે **મહેરબાની કરીને આવે.** એ તો આવવી જ જોઇએ. જા જઇને પગે લાગજે."

હોરશે-શીઓ બોલ્યો, "તમારે તો કાલાવાલા કરે કે પગે લાગે પણ છુટકો થાય તો ભાગ્યશાળી."

પણ થોડી વારમાં જ તેનો ચાકર એકલો પાછો ફર્યો. આ જુવાન તો શરમાઈ ગયો. તેણે ચાકરને પુછ્યું, "કેમ, મારી પ્યારી કયાં છે?"

ચાકરે જવાબ આપ્યો, "મારી શેઠાણીએ કહાવ્યું છે કે, તમે તો નવરા બેઠા છો તેથી ઢોંગ ધતુરા કરો છો, માટે હું કંઇ ત્યાં આવવાની નથી. તમારે આવવું હોય તો અહાં જ આવી જાઓ."

પેટ્રુશીઓ બોલ્યો, "મારા બાપરે, આ તો સૌથી ખરાબ." પછી તેણે પોતાના ચાકરને હુકમ કર્યો કે, જા, અને તારી શેઠાણીને કહે કે, હું હુકમ કરૂં છું કે, તારે અત્રે આવવું.

કેથેરાઇન તે તેડાનો કેવો જવાબ આપશે, તે વિષે વિચાર કરવાને તેમને થોડો જ વખત મળ્યો, એટલામાં તો બાપ્ટીસ્ટા અને બધા કેથે-

રાઇનને ત્યાં આવતી જોઇને આશ્ચર્ય પામ્યા. તે બોલી ઉઠ્યો, "અરે, આ શું! આ તો કેથેરાઇન પોતે જ અહીં આવે છે!"

કેથેરાઈને પોતાના પતિ તરફ ગરીબાઈથી જોઇને કહ્યું "સાહેબ, આપની શી આજ્ઞા છે?"

તેના પતિએ પુછ્યું, "તમારી બહેન અને હોરશે-શીઓનાં પત્નિ ક્યાં છે?"

કેથેરાઇને જવાબ આપ્યો, "તેઓ તો અંદરના ઓરડામાં બેશીને ગપ્પાં મારે છે."

પતિએ હુકમ કર્યો, "જાઓ, અને તેમને તેડી લાવો." કેથેરાઇન પોતાના પતિની આજ્ઞા પ્રમાણે કરવા ચાલી. લુસે-શીઓ બોલ્યો, "આ તો નવાઇ છે!" હોરશે-શીઓ બોલ્યો, "આ તો ખરેખર નવાઈ જ છે. સારા શુકનની વાત."

પેટ્રુશીઓ બોલ્યો, "ખરેખર સારા શુકન છે. ખરે રસ્તે એકાંતવાસમાં રહેવાથી સુખી થવાય છે."

પોતાની છોકરી સુધરી ગઈ જોઇ બાપ્ટીસ્ટા બોલ્યો, "દીકરા તમે સુખી થજો. તેં આ શરત જીતી ઇનામ મેળવ્યું છે. તે ઇનામમાં બીજા વીશ હજાર ક્રાઉન મેળવી હું તને આપીશ. તેં કેથેરાઈનને સુધારી છે તેથી હું એમ જ સમજીશ કે તે મારી ત્રીજી છોકરી છે અને તેનો એટલો વધારો દાયજો કર્યો છે."

જમાઇએ સસરાને કહ્યું, "આ ઇનામ હું જીતીશ તેની પહેલાં તે કેવી તાબેદાર છે તે બતાવી આપીશ." બે સ્ત્રીઓને સાથે લઈને કેથેરાઇનને આવતી જોઈને તે બોલ્યો, "જુઓ તમારી સ્ત્રીઓને કેવી કેદી જેવી લઈ આવે છે. કેથેરાઇન, તમારી ટોપી તમને શોભતી નથી, એને ઉતારીને પગ નીચે કચરી નાંખો." તે જ પળે કેથેરાઇને તેમ કર્યું. હોરશે-શીઓની સ્ત્રી બોલી, "આવી મૂર્ખાઇ હું કદી પણ કરૂં નહી!" સ્ત્રીઆનકા બોલી, "શું આ મૂર્ખાઇને ફરજ કહે છે!"

બીઆનકાનો પતિ તે સાંભળી બોલ્યો, " આવી મૂર્ખાઈ ભરેલી ફરજ તમે બજાવી હત તો ઘણું જ સારૂં હતું. બીઆનકા, તમારી ડહાપણ ભરેલી ફરજે તો મને એકસો ક્રાઉનના ખાડામાં ઉતાર્યો છે."

બીઆનકા બોલી, " મારી ફરજ ઉપર તમે સરત મારી એટલા તમે વધારે મૂર્ખ ! "

પેટ્રુશીઓ બોલ્યો, " કેથેરાઇન, આ કડક સ્વભાવની સ્ત્રીઓને પોતાના પતિ તરફની શી ફરજ છે તે સમજાવો. " બધા હાજર રહેલાઓની વચ્ચે આ પ્રખ્યાત થયેલી કર્કશાએ સ્ત્રીઓની પોતાના પતિ તરફની ફરજ વિષે એવું તો અસરકારક ભાષણ કર્યું કે, બધા આશ્ચર્ય પામ્યા. કર્કશા કેથેરાઇનને બદલે નમ્ર અને માયાળુ કેથેરાઈન તરીકે હવે તે પાડુઆમાં પ્રખ્યાત થઈ.

---

# HAMLET, PRINCE OF DENMARK.

## ક્રૂર ક્લોડીઅસનો કાળો કેર.

### બાપનું વેર અને કાકાનું ઝેર.



ડેનમાર્કની રાણી ગર્ટ્રુડ રાજા હેમલેટના ઓચિંતા મરણથી વિધવા થઈ. પણ પોતાના પતિના મરણને બે મહિના થયા પછી પોતાના દિયર ક્લોડીઅસ સાથે તે પરણી. આ ક્લોડીઅસ લોકોમાં પોતાની ક્રૂરતા અને હલકાઈથી જાણીતો થયેલો હતો. રાણીના મરનાર પતિને શરીરના બહારના અથવા અંદરના કોઈ પણ દેખાવ અથવા ગુણમાં તે મળતો

આવતો ન હતો. તેના ચહેરાનો દેખાવ જ કહી આપતો હતો કે, તે નીચ હતો. કેટલાક લોકોના મનમાં એવો વહેમ હતો કે, પોતે રાજ્ય ઉપર બેસવા, પોતાના ભાઈની વિધવા સાથે પરણવા તથા પોતાના ભાઈના પુત્ર નાના હેમલેટને દૂર કરવા માટે તેણે જ છુપી રીતે પોતાના ભાઈને મારી નાંખ્યો હતો.

આ જુવાન રાજકુમાર જે પોતાના બાપને ચહાતો હતો તેના જેટલું દુઃખ બીજા કોઈને લાગ્યું નહી. રાણીએ પોતાના પતિ પછી જે અઘટીત પગલું ભર્યું હતું તે વિષે લોકોને તો કાંઇ ન લાગ્યું પણ રાજકુમારને પોતાની મા વિષે ઘણું માઠું લાગ્યું. પિતાના મરણનું દુઃખ અને માતાએ કરેલા પુનર્લગ્નની શરમ આ રાજકુમારને એટલી તો લાગી કે, તેના ચહેરા ઉપરની લાલી ગઈ! પુસ્તકો વાંચવાનો તેનો આનંદ જતો રહ્યો! જુવાનીની કસરત અને રમત ગમતો ઉપરથી પણ તેનું મન તદ્દન ઉઠી ગયું! બાગમાં ઝાડ સુકાઈ ગયું હોય અને તે જેવું કંગાળ દેખાય તેવી દુનિયા તેને મન અકારી થઇ પડી. રાજ ઉપરનો તેનો ખરો હક્ક લઈ લેવામાં આવ્યો તેથી તેનું મન વધારે ઉશ્કેરાઇ ગયું. તે જોકે જુવાન અને મોટા મનનો રાજકુમાર હતો તોપણ આ બધી બાબતોએ તેના મનમાં કડવાશ ઉત્પન્ન કરી હતી. તેનો આનંદી સ્વભાવ બદલાવાનું કારણ તેની મા જ હતી, જેણે પોતાના પતિ તરફની યાદગારી ભુલી જઈ નિમકહરામી બતાવી હતી. અને તે પણ વળી કેવો! માયાળુ બાપ અને દયાળુ પતિ! પતિ જીવતાં રાણી તેની ઉપર એટલો તો ચાહ દેખાડતી હતી કે, તેને વાસ્તે પોતાનો જીવ સુદ્ધાં આપી દે. પણ તેના મુઆ બાદ બે મહિના પછી, અથવા હેમલેટના વિચાર પ્રમાણે જોઈએ તો બે મહિનાની અંદર તે તેના કાકા ( પોતાના દિયર ) સાથે પરણી. આ લગ્ન નજીકની સગાઈને લીધે કાયદેસરનાં ગણાય નહી. જેને રાજકાજની મુદ્દલ ગમ ન હતી અને જેનામાં રાજવંશીપણું મુદ્દલ ન હતું તેની સાથે પરણવાની ઉતાવળ કીધી હતી. આથી દશ રાજ્ય ખોયાં હોય તેના કરતાં પણ તેને તેનો ફટકો વધારે લાગ્યો, અને તેની આ લાયકીવાળા જુવાન રાજકુમારના મન ઉપર સખત અસર થઈ.

તેની માતાએ તથા નવા રાજાએ તેને આનંદમાં રાખવા ઘણી ઘણી યુક્તિઓ કરી પણ તે બધી ફોકટ ગઇ. પોતાના પૃથ્વીપતિ પિતાના મરણના શોકને લીધે દરબારમાં પણ તે હમેશ શોકના કાળા પોશાકમાં આવતો. પોતાની માતાના બીજા લગ્નને દિવસે પણ તેણે તે કાળો પોશાક ઉતાર્યો ન હતો, તેમજ તે કંગાળ દિવસના કોઇ પણ આનંદમાં તેણે ભાગ લીધો ન હતો.

પોતાના પિતાના થયેલા ઓચિંતા મરણ વિષે તેને ઘણો શક હતો અને તેથી તે હમેશ મુંઝાયા કરતો. કલોડીઅસે એવી વાત ફેલાવી હતી કે, તેનું મરણ સાપના ડંખવાથી થયું હતું. પણ તે સાપ કલોડીઅસ પોતે જ હતો એવો જુવાન હેમલેટને શક હતો. વધારે ખુલ્લા શબ્દોમાં બોલીએ તો કલોડીઅસે તેને રાજ્ય વાસ્તે મારી નાંખ્યો હતો. અને તે જ તેના પિતાને ડંખનાર સાપ કલોડીઅસ હવે ગાદી ઉપર બેઠો હતો.

હેમલેટ પોતાના શકમાં કેટલે અંશે ખરો છે તેની આપણે તપાસ કરીએ. તેની માતા આ ખુન વિષે જાણતી હતી કે નહી? જે કાંઈ બનાવ બન્યો હતો તે વિષે તેની મરજી હતી અથવા તે જાણતી હતી કે અજાણ હતી તે પણ તપાસીએ.

જુવાન હેમલેટના સાંભળવામાં એક એવી અફવા આવી કે, મરનાર રાજાને મળતો આકાર મધરાતની વખતે મહેલની દીવાલની પાસે રાતના ચોકી ફરવા નીકળેલા ચોકીદારોના જોવામાં આવ્યો હતો. તે દેખાવ તેમણે બે ત્રણ રાત ઉપરા ઉપરી જોયો હતો. મરનાર જે બખતર પહેરતો હતો તે જ પોશાકમાં માથાથી તે પગ સુધી ઢંકાયલો તે આકાર ધીમે ધીમે ચાલતો હતો. આ જોનારાઓમાં હેમલેટનો એક જીવજાન મિત્ર હતો. તેણે ખરી ખાત્રી આપી કે, બરોબર બાર વાગ્યાને ટકોરે તે દેખાવ આપે છે. ગુસ્સા કરતાં દિલગીરીથી તેનો ચહેરો વધારે ફીકો પડી ગયેલો છે. તેના શરીરનો રંગ તેના જીવતા શરીરના રંગના જેવો જ દેખાય છે. તેઓ તેને સવાલ પુછતા પણ તેનો કાંઈ જવાબ મળતો નહી. પણ તે આકાર માથું ઉંચું કરીને કાંઈ જવાબ આપવાની

હીલચાલ કરતો દેખાતો. પણ તે જ પળે કુકડો સવાર પડવાથી બોલતો એટલે તે આકાર તેમની નજર આગળથી ગુમ થઈ જતો.

આટલી બધી ખાત્રી જોઈને જુવાન રાજકુમારે માન્યું કે, તેમણે જોયેલો આકાર ભૂતરૂપે તેના પિતાનો હતો. તેથી તે રાતના ચોકીદારો સાથે તેણે પોતે ચોકી ફરવા નીકળવા ઠરાવ કર્યો કે, જેથી તેના જોવામાં તે આવે. તેના મનમાં એવું આવ્યું કે, તે આકાર કાંઈ અમસ્થો દેખાવાને આવતો નહી હોય પણ કાંઇ છુપી બાબત ખુલ્લી કરવા માગતો હશે. આટલી વાર તે મુગો રહ્યો છે પણ તેની સાથે તે બોલશે. આવા વિચારોથી રાજકુમાર રાત પડવાની અધીરાઇથી વાટ જોતો બેઠો. રાત પડી એટલે હોરેશીઓ અને મારસેલ્સ નામના ચોકીદાર સાથે કિલ્લાની દીવાલ આગળ જઇ ઉભો—જ્યાં પેલો આકાર દેખાતો હતો—તે રાતે શરદી વધારે હતી તે વિષે ત્રણે જણા વાત કરવા લાગ્યા, પણ એટલામાં તો હોરેશીઓએ તે આકારના દેખાવા વિષે ખબર આપી. પોતાના પિતાને ભૂતરૂપે જોઈને હેમલેટને બીક લાગી. આ ભૂત સારો છે કે ખરાબ તે વિષે તે મુદ્દલ જાણતો ન હતો તેથી પહેલાં તો ઇશ્વરને યાદ કરવા લાગ્યો. તે સારૂં કરવા આવતો હતો કે બુરૂં તે પણ તે જાણતો ન હતો. થોડી હીમત આવતાં તે સાવધ થયો. તેનો બાપ તેની તરફ દયાળુ નજરે જોતો હતો, તેમ જ જાણે પોતાની વાત કરવાની ઇચ્છા હોય એવો દેખાવ કરતો. નાના હેમલેટે તેને "મહારાજા હેમલેટ ! પૂજ્ય પિતાજી !" એવાં નામોથી બોલાવ્યો, અને પોતાની શાંત ઘોર, જેમાં તેમણે તેના શબને રાખ્યું હતું, તે છોડીને આ પ્રમાણે પૃથ્વી ઉપર ફરવા નીકળવાનું કારણ, અને શું કરવાથી તેમના જીવને શાંતિ વળશે તે વિષે પુછ્યું. આ ઉપરથી ભૂતે તેને કોઇ એકાંત જગાએ આવવાની ઇશારત કરી, જ્યાં તેઓ એકલા વાતચીત કરી શકે. પણ આ જુવાન રાજકુમારના મિત્રોએ તેને તેમ કરવા ના પાડી. તેઓ બોલ્યા કે, આ કોઇ ખરાબ ભૂત હોય અને તેને દરીઆકીનારે અથવા ડુંગરની ટેકરી ઉપર લઇ જઈને કોઇ બીજા આકારમાં બદલી નાંખે તો તેનો શો ઉપાય ચાલે. પણ હેમલેટે તેમના કાલાવાલા ઉપર મુદ્દલ ધ્યાન ન આપ્યું. તે પોતાની જીન્દગી વિષે

તદ્દન બેદરકાર હતો. તે તેને ન ગણકારતાં જ્યાં તે ભૂત લઇ જાય ત્યાં જવા તેની પાછળ ચાલ્યો.

જ્યારે તેઓ એકલા પડ્યા ત્યારે ભૂતે પોતાની વાચા ખોલી. તે બોલ્યો, "હું તારો પિતા હેમલેટ ભૂતયોનિમાં છું. મને નિર્દય રીતે મારી નાંખેલો છે. મને મારી નાંખનાર તારો કાકો અને મારો ભાઈ કલોડીઅસ પોતે છે. (જુવાન હેમલેટને આ વિષે પ્રથમથી જ શક હતો.) હું પોતે મને ટેવ હતી તેમ બાગમાં સુતો હતો. તે વખતે મારા દગાખોર ભાઇએ છુપી રીતે આવીને મારા કાનમાં ઝેરી ગાંજાનો રસ રેડ્યો. તેની અસર તરત જ થઈ. મારૂં લોહી બંધાઈ ગયું અને હું મરણ પામ્યો, આ પ્રમાણે ઉંઘમાં હું મારા રાજ્ય, રાણી, અને જીવથી જુદો થયો. માટે જો તું તારા બાપને ચહાતો હોય તો તેના ખુનીનું વેર લેજે. તારી માએ સદ્ગુણનો ત્યાગ કરી, પોતાના પતિના તરફનો પ્યાર છોડી દઇ તેનાજ ખુન કરનાર વેરે તે પરણી એ ઘણું દિલગીરી ભરેલું છે પણ હેમલેટ આટલું સાંભળી લે. તારા પાપી કાકા ઉપર વેર લેજે, પણ તારી માના શરીરને જરાએ ઇજા ન કરતો. તેને તો ઇશ્વર તરફથી જ સજા થશે. અંતઃકરણનો ડંખ તેને લાગશે." હેમલેટે તેના કહેવા પ્રમાણે વચન આપ્યું અને ભૂત અદૃશ્ય થયો.

જ્યારે હેમલેટ એકલો પડ્યો ત્યારે તે બાબત ફરીથી યાદ કીધી. પોતે જે કાંઇ ભણેલો હતો તે પણ તદ્દન ભુલી ગયો. માત્ર ભૂતનું કહેલું અને પોતાને કરવાનું હતું તે જ યાદ રહ્યું. આ છૂપી વાત તેણે પોતાના મિત્ર હોરેશીઓને કહી અને પેલા ચોકીદારને આજ રાતનો બનાવ છુપો રાખવા વિનતિ કરી.

ભૂતને જોઇને લાગેલી ધાસ્તીથી હેમલેટ નબળો પડી ગયો. તેનો ચહેરો વિચારમાં ગરકાવ થયા જેવો થયો. પણ હેમલેટ પોતાના બાપ વિષે કાંઇ વધારે જાણે છે, એવું તેના ચહેરા ઉપરથી જણાય તો કલોડીઅસને વહેમ પડે. માટે તેણે ખરેખર ઘેલછા દેખાડવા માંડી. આ ઘેલછાથી તેની ઉપર કોઇને શક ન આવે અને પોતાનું વેર સહેલથી લેવાય એવી તેની ધારણા હતી.

હેમલેટે પોતાનાં પોશાક, બોલચાલ અને રીતભાતમાં ફેરફાર કર્યો. રાજા રાણી બેઉ તેથી ઠગાયાં. તેઓએ ભૂતના દેખાવા વિષે મુદ્દલ સાંભળ્યું ન હતું, તેથી તે પોતાના બાપનો શોક કરે છે એવો શક ન આવ્યો. તેનું કારણ તેમણે પ્રેમનું ધાર્યું. તેમ માનવાનુ તેમને કારણ હતું.

પોલોનીઅસ નામનો રાજાનો એક મુખ્ય સલાહકાર હતો. તેને ઓફેલીઆ નામની સુન્દર પુત્રી હતી. તેને રાજકુમાર પ્રથમ અત્યંત ચહાતો હતો. તેની ઉપર હેમલેટે વીંટીઓ મોકલી હતી અને પત્રો લખ્યા હતા. તે કુમારીકા પણ રાજકુમારને ચહાતી હતી પણ ઘેલછામાં પડ્યા પછી તે તેને ભૂલી ગયો. તેનું અપમાન કરવા લાગ્યો. પણ તે ભલી સ્ત્રીએ આ બધાનું કારણ તેના મનની બદલાયેલી સ્થિતિનું ધાર્યું. તેણે જ્યારે તેના પ્રથમના સદ્‌ગુણો અને ઉમદા સમજણ સાથે હાલની ચાલચલણ સરખાવી ત્યારે ઘંટડી જ્યારે આખી હોય ને મધુર સ્વર આપે પણ ભાગી જાય ત્યારે કઠોર સ્વર આપે, તેવો તેનો હાલ દેખાયો.

બાપના ખુનનું વેર લેવાનું કામ હેમલેટે હાથમાં લીધું હતું. તે મિત્રમંડળમાં ફરે અને પ્યારની વાતોમાં મચ્યો રહે તો તેનું કામ રખડી જાય. નિર્દોષ ઓફેલીઆને તે ભુલી ગયો ન હતો. તેની તરફની કઠોરતાથી તેને ઘણુંજ દુઃખ લાગશે એમ તે જાણતો હતો, પણ તેમ કર્યાં વગર બીજો છુટકો ન હતો. પોતાની ગાંડાઇને મળતો આવે એવા નવાઈ જેવા પ્યારના જુસ્સાથી ભરેલો પત્ર તે કુમારીકાને તેણે લખ્યો. પણ આ પત્ર ઉપરથી એટલું તો ચોક્સ દેખાઈ આવતું હતું કે, તેનું આ લખાણ ઉપર ઉપરનું જ હતું પણ તેના અંતરમાં તો હજી ખરો પ્યાર ભરેલો હતો. "તારે જોઇએ તો તારાને અગ્નિ ન માન, તારે જોઇએ તો સૂર્ય ફરતો નથી અમ જાણ, તારે જોઇએ તો ખરાને ખોટું ગણ પણ હું તને ચાહું છું તે માટે કદી પણ શંકા લેતી નહીં." આવાં વાક્યો તેના પત્રમાં હતાં. ઓફેલીઆએ આ કાગળ પોતાના બાપને દેખાડ્યો તે વૃદ્ધ માણસે તે કાગળ રાજા રાણીને દેખાડ્યો, તેઓએ તેની ઘેલછાનું કારણ પ્યાર છે એમ નક્કી કર્યું. ઓફેલીઆની સુંદરતા અને સદ્‌ગુણોથી

તે ગાંડો થયો હતો, અને તે જ સદ્ગુણ તેને પાછો ઠેકાણે લાવશે એમ રાણીએ ચોકસ માન્યું.

પણ હેમલેટનો વિકાર તો તેના ધારવા કરતાં વધારે ઉંડો હતો. પોતાના બાપનો ભૂત જે તેણે જોયો હતો તે તેના વિચારને ઉશ્કેરેલા જ રાખતો. જ્યારે તેણે વેર લીધું ત્યારે જ તેના આ વિકારો શમી ગયા. જેટલો વખત ઢીલ થાય તેટલો વખત પોતાના પિતાની આજ્ઞા ભંગ કર્યાનું પાપ વધારે લાગે એમ તે માનતો. રાજાને મારી નાંખવો એ કાંઈ સહેલી વાત ન હતી, કારણ કે, તેના અંગરક્ષકો હમેશ તેની સાથે રહેતા. તેમ વળી હેમલેટની મા, રાણી પણ તેની સાથે જ રહેતી. તે રાજ્ય પચાવી બેસનાર પોતાની માતાનો પતિ હતો એ તેને મન વધારે દિલગીરી ઉપજાવનારું હતું. અને તેટલા માટેજ તે પોતાના કામમાં ઢીલ કરતો હતો. હેમલેટ જેવા નરમ સ્વભાવવાળાને પોતાના જાતભાઇને મારી નાંખવો એ ઘણું ભયંકર લાગતું. વળી તેને વિચાર આવ્યો કે, મેં જે મારા બાપને ભૂતરૂપે જોયો હતો તે ખરેખર તે જ હતો કે, બીજો કોઈ ભૂતનો વેશ લઇને આવ્યો હશે અને તેમ કરીને મારી પાસે ખુન કરાવવા માગતો હશે ? મારી નબળાઇનો તેણે લાભ લીધો હોય તો તે કામ મારે બરોબર પુખ્ત વિચાર કર્યા પછી જ કરવું.

આ પ્રમાણે તેના મગજમાં વિચારો ફેરબદલ થતા હતા, તે વખતે દરબારમાં કેટલાક નાટક કરનારાઓ આવી લાગ્યા. હેમલેટને પ્રથમ નાટક જોવામાં ઘણી ગમત પડતી, તેમાં મુખ્યત્વે કરીને ટ્રોય નગરના વૃદ્ધ રાજા પ્રાયમરના મરણ વખતે તેની રાણી હેક્યુબાએ કરેલા વિલાપનો કરૂણારસનો ભાગ તે વધારે ધ્યાન દઈને સાંભળતો. હેમલેટ તેમને જોઇને આનંદ પામ્યો, અને ટ્રોયનો કરૂણરસમય દેખાવ જોવાને પોતાની ઇચ્છા દેખાડી. તેઓએ તેની ઇચ્છા પુરી પાડી. વૃદ્ધ રાજાનું કમકમાટ ઉપજાવનારું ખુન, રૈયત અને શહેરનો અગ્નિથી નાશ, વૃદ્ધ રાણીની ઘેલછા, જ્યાં તાજ પહેરતી હતી ત્યાં કપડું વીંટાળેલું, અને કીમતી ઝબ્બાને ઠેકાણે ફાટેલી કામળી, એવે વેશે રાણીનું ઉઘાડે પગે અહીંથી તહીં દોડવું, આ બધો દેખાવ જોનારની આંખોમાં આંસુ આણતા હતા

એટલુંજ નહીં પણ ખેલ કરનાર પોતે સુદ્ધાં રડતા હતા. હેમલેટને વિચાર આવ્યો કે, સેંકડો વર્ષ ઉપર થઈ ગયેલી અને કોઇએ ન જોયેલી એવી હેકયુબાનું વર્ણન આ નાટક કરનારાઓ આવી છટાથી કરે છે અને તેને જોઈને લોકો રડે છે તો હાલના વખતમાં થઈ ગયેલા એક રાજાનું ખુન જોઇને તેઓ કેટલા દિલગીર થવા જોઇએ. થોડો વિચાર કરતાં તેને કાંઈ કાંઈ વાતો યાદ આવવા લાગી. કોઈ ખુનીએ નાટક તખતા ઉપર ખુન થતું જોઈ પોતે કરેલો અપરાધ બધાની વચમાં કબુલ કર્યો હતો તે બાબત તેને યાદ આવી. તેણે પોતાના બાપનું ખુન થયું હતું તે મતલબનો નાટક આ લોકો પાસે કરાવવાનો ઠરાવ કર્યો. તે વખતે પોતાના કાકાને પણ ત્યાં બોલાવવો અને હેમલેટે જોવું કે, તેની ઉપર નાટકની અસર થાય છે કે નહીં, અને તેથી તે ખરો ખુની છે કે નહીં તે પણ માલમ પડી આવશે. નાટકવાળાઓને તેણે નવો નાટક તૈયાર કરવા હુકમ આપ્યો અને જોવાને રાજા રાણીને તેણે તેડું કર્યું.

આ નાટક વીએનાના એક ડયુકના થયેલા ખુન વિષે હતો. ડયુકનું નામ ગોન્ઝાલો અને તેની સ્ત્રીનું નામ બાપ્ટીસ્ટા હતું. લુસીઆનસ નામના ડયુકના એક સગાએ તેની મિલકત લઈ લેવા માટે તેને બાગમાં ઝેર દઈ મારી નાંખ્યો હતો, અને તે જ ખુની થોડા વખત પછી ગોન્ઝાલોની બાયડી સાથે કેવી રીતે પરણ્યો હતો તે આ નાટકમાં દેખાડવાનું હતું.

આ નાટકનું તો માત્ર નામ છે પણ પોતાને માટે જ આ બાજી રચેલી એમ રાજા જાણતો ન હતો તેથી રાણી અને આખી દરબાર સાથે તે જોવા આવ્યો, રાજાના ચહેરા ઉપર થતો ફેરફાર જોવાને માટે હેમલેટ તેની પડોસમાં જ બેઠો.

ગોન્ઝાલો અને તેની સ્ત્રીની વાતચીત સાથે નાટક શરૂ થયો. તે સ્ત્રીએ પોતાના પ્યારની ખાત્રી આપી અને ગોન્ઝાલોની પાછળ જીવતી રહી બીજો પતિ કરવા તરફ પોતાનો અણગમો દેખાડ્યો. બીજી વખત લગ્ન કરનાર સ્ત્રીઓ તરફ તેણે ધિક્કાર દેખાડ્યો અને પાપી સ્ત્રીઓ

જેઓ પોતાના પતિને મારી નાંખે છે, તે શિવાય બીજી કોઈ પણ સ્ત્રી બીજો પતિ વરતી નથી.

આ વખતે રાજા તથા રાણીનો ચહેરો બદલાઈ ગયો હતો, એમ હેમલેટના જોવામાં આવ્યું. પણ જ્યારે ગોન્ઝાલો બાગમાં સુતો હતો અને લુસીઆનસ તેને ઝેર આપવા આવ્યો ત્યારે તો હદ થઇ. રાજાએ પોતાના ભાઈ આગલા રાજાને ઝેર આપ્યું હતું તે પાપી કામને આ બરાબર મળતું હોવાથી તે તેનાથી જોવાઈ શકાયું નહીં. તેને ચકરી આવી અને શરીરમાં તાવ ભરાયો. તેણે આંખ આડા હાથ દીધા. અને ત્યાંથી મહામહેનતે ઉઠીને પોતાના ઓરડામાં જતો રહ્યો. રાજા ઉઠી ગયો એટલે નાટકનું કામ બંધ કરવામાં આવ્યું. હેમલેટને જેટલું જાણવું હતું તેટલું જણાયું. ભૂતના શબ્દો ખરા ઠર્યા. ભૂતના શબ્દો અમુલ્ય હતા એમ તેણે હોરેશીઓને કહ્યું. પણ હવે વેર શી રીતે લેવું તે વિષે તેને વિચાર થઇ પડ્યો. પોતાના બાપનું ખુન ક્લોડીઅસે કર્યું હતું એ વિષે તેની ખાત્રી થઈ ચુકી. એટલામાં તેની મા, રાણીએ તેને ખાનગીમાં મળી વાત કરવા માટે કહેવરાવી મોકલ્યું.

રાજાની ઇચ્છાથી જ રાણીએ તેને તેડાવ્યો હતો. રાજા રાણીની મરજી તેને તેની હાલની બગડતી જતી ચાલને માટે ઠપકો આપવાની હતી. રાજાનો વિચાર આ મા દીકરો શી વાતો કરે છે તે જાણવાની હતી. રાણી પોતે પોતાના દીકરાની બધી વાત કહે એ તો ન બને એવું હતું. રાજાને તો રજેરજ વાત જાણવાની ઇચ્છા હતી, તેથી તેણે પોતાના વૃદ્ધ સલાહકાર પોલોનીઅસને હુકમ કર્યો કે, તેણે રાણીના ઓરડામાં પડદા પછવાડે સંતાઈને બધી વાત સાંભળવી. રાજકારભાર અને કાવાદાવામાં ઘડાયેલા આ વૃદ્ધ દરબારીને તે વાત પસંદ પડી. આવી રીતે લુચ્ચાઇથી વાત સાંભળવામાં તે આનંદ પામ્યો.

હેમલેટ પોતાની માતા પાસે આવ્યો. તેને તેણે તેની હાલની ચાલચલણ માટે ઠપકો આપ્યો, અને "તારા બાપને તેં ચીડવ્યો છે" એમ કહ્યું. "તારો બાપ' એટલે તેનો કાકો, હાલનો રાજા, જેની સાથે રાણી પરણી હતી અને તેથી તેને હેમલેટનો બાપ કહેતી હતી. બાપ

અને પિતા જેવું વહાલું અને માનવંત નામ, બાપના ખુનીને રાણી આપતી હતી તેથી હેમલેટ ઘણા દિલગીર થયો. તેણે કાંઇક કઠોરતાથી જવાબ દીધો, " મા, તમે મારા બાપને માઠું લગાડયું છે, " રાણીએ કહ્યું, " એ કાંઈ મારા સવાલનો જવાબ નથી. " હેમલેટે ઉત્તર આપ્યો, " જેવો તમારો સવાલ હતો તેવો જ મેં જવાબ આપ્યો છે. " રાણીએ કહ્યું, " હાલ તું કોની સાથે વાત કરે છે તે ભુલી ગયો દેખાય છે. " હેમલેટે ઉત્તર આપ્યો, " અફ્સોસ ! મારી મરજી છે કે, હું તે ભુલી ગયો હોઉં. તમે રાણી છો, તમારા પતિના ભાઈની સ્ત્રી છો; તમે મારી મા છો; તમે જે છો તે નહીં હત તો એટલે મારી મા ન હત તો ઘણું જ સારું થાત. " " તું જ્યારે મને કાંઈ પણ માન આપતો નથી ત્યારે જેઓ તારી સાથે વાત કરી શકે એવા છે તેમને તારી પાસે મોકલું છું. " રાજા અથવા પોલોનીઅસને ત્યાં મોકલવા માટે તે જવા લાગી. પણ હેમલેટે તેને જવા ન દીધી. પોતાના શબ્દોથી તેની પાપી જીન્દગીનો તેને કાંઇક ખ્યાલ આવે એવી યુકિત તેણે કરવા માંડી. તેનો હાથ પકડીને નીચે બેસાડી. પણ તેની નવાઈ જેવી ચાલચલણ તથા લાલ થયેલી આંખો ઉપરથી રાણીને એમ લાગ્યું કે, તે તેને નુકશાન કરશે. તેણે બુમ પાડી. તે જ પળે પડદાની પાછળથી અવાજ આવ્યો, " મદદ કરો રાણીને મદદ કરો. ' હેમલેટે આ અવાજ સાંભળીને ધાર્યું કે, તે રાજા પોતે જ છે અને તેથી તરવાર ખેંચી ત્યાં ઘા કરવા મંડ્યો. જ્યારે અવાજ બંધ થયો ત્યારે જાણ્યું કે તે મરી ગયો. પછી જ્યારે તેણે મુડદાને બહાર ખેંચી કાઢયું ત્યારે જણાયું કે, તે રાજા ન હતો પણ પોલોનીઅસ જાસુસ તરીકે ત્યાં છુપાઈ રહ્યો હતો. રાણી બોલી ઊઠી, " અરેરે ! આ કેવું અવિચારી અને ખુની કામ તેં કર્યું ? "

હેમલેટે જવાબ દીધો, " ખુની ખરું, પણ મા તમારા જેવું નીચ નહીં કે પતિને મારી નાંખીને તેના ભાઇ સાથે લગ્ન કીધાં. " હેમલેટ હવે હદથી વધારે બોલવા લાગ્યો. માબાપની ભુલો છોકરાંઓએ સખત રીતે વખોડી કાઢવી ન જોઈએ, પણ માબાપો જ્યારે કોઇ મોટો અપરાધ કરતાં હોય ત્યારે દરેક સમજુ છોકરાની ફરજ છે કે, તેમને તેમનાં પાપી

કામમાંથી ફેરવવાં જોઈએ. આ સદ્‌ગુણી રાજકુમારે, રાણીએ પોતાના મરનાર પતિને ભુલી જઇ તેના ભાઈ અને ખુની સાથે ટુંક વખતમાં લગ્ન કરી અઘોર પાપ કર્યું હતું, તે વિષે સખત ઠપકો આપ્યો. મરનાર પતિને ચહાવાના લીધેલા સોગન, લગ્નક્રિયા અને ધર્મક્રિયા તો માત્ર ફારસ હતાં એમ તે સમજતી હતી એમ કહ્યું. તેણે એક એવું કામ કર્યું હતું જેનાથી પૃથ્વી ભાર ઝીલી શકતી ન હતી. પછી તેણે રાણીને બે છબીઓ બતાવી. એક છબી તેના પહેલા પતિ મરનાર રાજાની અને બીજી તેના બીજા પતિ હાલના રાજાની હતી. આ બેઉની વચ્ચે કેટલો ફરક હતો તે જોવાને કહ્યું. તેનો બાપ કેવો દેવતાઈ ચહેરાનો દેખાતો હતો. ચિત્ર જોતાં જ તેને માન આપવાની ઇચ્છા થતી હતી તો જીવતો હોય તો કેવો દેખાય! આ માણસ પણ તારો પતિ હતો (હેમલેટે પોતાની માને કહ્યું.) પછી બીજી છબી બતાવીને કહ્યું, "આ માણસને પણ તેં તારો પતિ કીધો છે તે જો. પોતાના ભાઈનો નાશ કરવાથી એનો ચહેરો કેવો મુડદાલ થઇ ગયો છે તે જો." આ વખતે રાણી શરમાઈ ગઈ. રાજકુમારનું કહેવું ખરૂં હતું. તેણે કહ્યું કે, જે માણસે તેના આગલા પતિને મારી નાંખ્યો છે અને ચોરની પેઠે રાજ લઈ લીધું છે તેને તે પોતાનો પતિ કેવી રીતે કહી શકે છે—હેમલેટ આટલું બોલ્યો એટલામાં તેના બાપનો ભૂત પ્રથમ જોયો હતો તે જ પોશાકમાં ત્યાં દાખલ થયો. હેમલેટે તેને પૂછ્યું કે, ફરીથી તમને અત્રે શા માટે આવવું પડયું! ભૂતે કહ્યું કે, વેર લેવાનું તેં આપેલું વચન તું ભુલી ગયો છે, તે તને પાછું યાદ આપવા આવ્યો છું. વળી ભૂતે તેને કહ્યું કે, તારી મા પાસે બોલતો ના, નહીં તો ધાસ્તીને લીધે તે મરણ પામશે. આમ કહી ભૂત લોપ થયો. હેમલેટ શિવાય બીજું કોઈ તેને જોઇ શકતું ન હતું. ભૂત જ્યાં ઉભો હતો તે જગા દેખાડી પણ રાણી કાંઈ ત્યાં જોઈ ન શકી. હેમલેટે આટલીવાર ભૂત સાથે વાતો કરી તેને રાણીએ તેના ખસી ગયેલા મગજની નિશાનીઓ માની. પણ હેમલેટે કહ્યું કે, મને તું ઘેલો ન ધારતી. આ તારા પોતાના પાપે કરીને મારા બાપના જીવને ભૂતરૂપે પૃથ્વી ઉપર બીજી વખત આવવું પડયું છે. મારી નાડી જો, શું તે ગાંડા માણસના જેવી ચાલે છે કે, હમેશના જેવી ચાલે છે? મા, જે કાંઈ બન્યું તે માટે ઈશ્વર પાસે ક્ષમા માગ,

અને ભવિષ્યને માટે રાજાની સંગત મુકી દે અને તેની સ્ત્રી કહેવરાવવાનું છોડી દે. અને જ્યારે તું મારા બાપને યાદ કરીશ ત્યારે જ તું મારી ખરી મા થઈશ અને હું તને માતાનું માન આપીશ. તેણે તેમ કરવા વચન આપ્યું અને તેમની મુલાકાત પુરી થઈ.

પોતે જેને કઢંગી રીતે મારી નાંખ્યો હતો તે કોણ હતો તે જોવાનું હેમલેટને હવે મન થયું. તેણે જોયું કે પોતે જેને મારી નાંખ્યો હતો તે તો પોતાની વહાલી ઓફેલીઆનો બાપ પોલોનીઅસ હતો ત્યારે તે દિલગીર થયો. તેનું મન પોતાની મા સાથની વાતચીતથી કાંઈક શાંત થયું હતું તેથી પોતે જે કર્યું હતું તેથી રડ્યો.

હેમલેટને દેશમાંથી બહાર મોકલવાને, પોલોનીઅસના કમનસીબ મોતથી રાજાને બહાનું મળ્યું. તેણે રાજકુમારને મારી નંખાવ્યો હત, પણ હેમલેટને લોકો ચહાતા હતા તેની ધાસ્તી લાગી. રાણી પણ પોતાના આ પુત્ર ઉપર પ્યાર રાખતી. આ બધા કારણોથી રાજા તેને મારી નાંખી ન શક્યો. પણ પોલોનીઅસના મરણથી તેનો જીવ ધાસ્તીમાં આવી પડ્યો હતો તે બહાનું કાઢી, ઈંગ્લાંડ જતા વહાણમાં બે દરબારીઓ સાથે તેને મોકલી દીધો. આ વખતે ઈંગ્લાંડવાળા ડેનમાર્કને ખંડણી આપતા હતા. વળી એક પત્ર લખી આપ્યો તેમાં કેટલાક બહાના સાથે એવું લખ્યું કે, હેમલેટ ઈંગ્લાંડની ધરતી ઉપર પગ મુકે તે જ વખતે તેને ગરદન મારવો. હેમલેટને દગાનો વહેમ પડ્યો તેથી તેણે રાતના છુપી રીતે તે કાગળ ઉખાડી વાંચ્યો. અને તેમાં પોતાને વિષે લખેલું હતું તે વાંચી પોતાનું નામ છેકી નાંખી પેલા બે દરબારીઓ જેઓ તેની સાથે આવતા હતા તેનાં નામ દાખલ કર્યાં, પછી પત્રને સીલ કરી તેની અસલ જગાએ મુકી દીધો. થોડી મુસાફરી થયા પછી તેમના વહાણ ઉપર ચાંચીઆઓએ હુમલો કર્યો. હેમલેટ પોતાની મરદાનગી દેખાડવાને દુશ્મનોના વહાણ ઉપર હાથમાં ઉઘાડી તરવાર લઈને ચઢી ગયો. પણ તેનું વહાણ નાહીંમતથી વધારે સઢ ચઢાવી ઈંગ્લાંડ તરફ જલદીથી નાશી ગયું. હેમલેટે ફેરવી નાંખેલા નામ પ્રમાણે પેલા બે દરબારીઓ નાશ પામવાને તે વહાણમાં ઈંગ્લાંડ ગયા.

રાજકુમાર જે કેદ પકડાયો હતો તેની તરફ ચાંચીઆઓએ નરમાશ બતાવી. પણ પોતાનો કેદી કોણ હતો તે જાણતાં જ તેઓએ તેની તરફ માન બતાવ્યું. રાજકુમાર તરફ સારી વર્તણુક રાખ્યાથી તે તેમને કામનો થઈ પડશે એમ ધારી ડેનમાર્કનો જે કીનારો દેખાયો તે કીનારે તેને ઉતારી મુકયો. તે જગાએથી રાજકુમારે, પોતે કેવા સંજોગથી પોતાને દેશ આવી પહોંચ્યો હતો અને બીજે દિવસે તેની પાસે આવી પહોંચશે એવી મતલબનો પત્ર રાજાને લખી મોકલ્યો. પણ જ્યારે તે ઘેર આવ્યો ત્યારે દિલગીરી ભરેલો એક દેખાવ તેની નજરે પડ્યો. આ દેખાવ તે પોતાની વહાલી સુન્દર ઓફેલીઆના મરણને લગતો હતો. તે બાપડી પોતાના બાપના મરણથી ઘેલી થઈ ગઈ હતી. જે રાજકુમારને પોતે ચહાતી હતી તેને જ હાથે પોતાના બાપનું મરણ થયું એ તેને મનમાં વધારે લાગ્યું. તે હાથમાં ફુલો લઇને દરબારી સ્ત્રીઓને આપવા જતી, પ્યાર અને મરણના શોકનાં ગાયનો ગાતી, અને પોતાનું શું થયું છે અને થાય છે તે વિષે તદ્દન અજાણી હતી. એક નાળાના કીનારા ઉપર એક ઝાડ ઉગ્યું હતું, તેની છાયા પાણીમાં પડતી હતી. આ નાળા આગળ એક દહાડે તે એકલી આવી લાગી. ત્યાં બેશી ફૂલ, પાંદડાં વગેરે ગુંથીને હાર બનાવ્યો અને તે ઝાડની ડાંખળી ઉપર ટાંગવા તે જતી હતી એટલામાં ડાંખળી ભાગી ગઈ અને તે પોતે, ડાંખળી અને હાર બધું પાણીમાં પડ્યું. પાણીમાં પડી પણ કપડાં પહેરેલા હતાં તેથી થોડીવારમાં જ ઉપર તરી આવી. આ વખતે પણ પોતાની હાલતનું ભાન ન હોવાથી તે ગાયન કરવા લાગી પણ તે ભીંજેલાં કપડાંની શરદીથી તેનું મરણ નીપજ્યું.

આ સુંદર કુમારિકાના મરણની ક્રિયા તેનો ભાઈ લારટીસ કરતો હતો. તે વખતે રાજા, રાણી અને બધા દરબારીઓ હાજર હતા. તે વખતે જ હેમલેટ આવી પહોંચ્યો. આ મરણક્રિયા કોની થતી હતી તે તે જાણતો ન હતો તેથી એક બાજુ ઉભો રહ્યો. કુમારી કન્યાની ઘોર ઉપર ફુલો નાંખવાનો રિવાજ હતો. રાણીને પોતાને તેની ઉપર ફુલો નાંખી આ પ્રમાણે બોલતી સાંભળીઃ—“મીઠામાં મીઠી, હું તારી ઘોર

શણગારેલી જોવાને બદલે તારૂં લગ્નનું બીછાનું શણગારેલું જોવાની ઇચ્છા રાખતી હતી. તું મારા હેમલેટની વહાલી પત્નિ થઇ હોત." તેજ પળે લારટીસને ઘોરની અંદર કુદી પડીને ચાકરોને હુકમ કરતો જોયો કે, તેની ઉપર માટી નાંખી દે એટલે તે પણ પોતાની બહેન સાથે દટાઇ જાય. આ વખતે તે કુમારિકા તરફનો હેમલેટનો પ્યાર પાછો ઉભરી નીકળ્યો. પોતાના કરતાં તેના ભાઇને વધારે દિલગીરી લાગે તે તે જોઇ ન શકયો. તે એવા ચાળીસ હજાર ભાઇઓ કરતાં પણ ઓફેલીઆને વધારે ચહાતો હતો. હેમલેટ પોતે ત્યાં જાહેર થયો અને ઘોરમાં કુદી પડ્યો. લારટીસે તેને હેમલેટ તરીકે ઓળખ્યો અને પોતાના બાપના અને બહેનના મરણનું કારણ તેને ગણી ગરદનમાંથી પકડ્યો. પણ ચાકરોએ તેમને છુટા પાડ્યા. દાટવાની ક્રિયા થઇ રહ્યા પછી હેમલેટે લારટીસની માફ માગી અને કહ્યું કે, ઓફેલીઆને હું ચહાતો હતો તેથી મારા કરતાં કોઈ વધારે દિલગીરી દેખાડે તે મારાથી ખમી ન શકાયું. તે જ વખતે આ બેઉ અમીરી જુવાનો વચ્ચે પાછી મિત્રતા થઇ.

પણ લારટીસ પોતાના બાપ તથા બહેનના મરણની દિલગીરીમાંથી મુક્ત થાય તેની અગાઉ તો હેમલેટના પાપી કાકાએ હેમલેટનો નાશ કરવાની યુક્તિ કરી. તેણે લારટીસને હેમલેટ સાથે ખોટી તરવારની પટાબાજી ખેલવાની માગણી કરાવી. હેમલેટે કબુલ કીધું અને દિવસ મુકરર કર્યો. આ પટાબાજી વખતે બધા દરબારીઓ હાજર હતા. રાજાના શીખવ્યા મુજબ લારટીસે ઝેર લગાડેલી તરવાર તૈયાર કીધી. આ પટાબાજી ઉપર દરબારીઓએ હજારોની શરતો મારી કારણ કે બેઉ જણા પટા ખેલવામાં એક સરખા હતા. હેમલેટે પોતે પટાબાજીના ધારા પ્રમાણે ધાર વગરની તરવાર લીધી. લારટીસ તરફ વહેમ ન રાખતાં તેણે તેની તરવાર તપાસી નહીં. લારટીસે ધારવાળી અને ઝેર પાયલી તરવાર હાથમાં લીધી. તેઓએ રમત શરૂ કીધી. પ્રથમ તો લારટીસ જાણી જોઈને હારી જવા લાગ્યો. રાજા, હેમલેટને શાબાશી આપવા લાગ્યો. પણ પાછળથી લારટીસ ગરમ થયો. તેણે ધસીને હેમલેટને પોતાની ઝેરી તરવારથી મરણતોલ ઘા કર્યો. હવે હેમલેટને

કાંઇક શુદ્ધિ આવી. લારટીસનો કાંઇક દગો તે પામી ગયો. ખોટી તરવારને બદલે ખરી તરવાર લઇ તેણે લારટીસને સખત જખમ કર્યો અને તેણે કરેલાં કરતુક ભોગવવા મોકલ્યો.

આ વખતે રાણીએ પોતાને ઝેર અપાયું છે એવી બુમ પાડી. હેમલેટને પટાબાજી કરતાં તરસ લાગે તો તેને પીવા માટે રાજાએ પાણીનો એક પ્યાલો મુકયો હતો તેમાંથી થોડું પીધું. આ પાણીમાં તે દગાખોર રાજાએ ઝેર ભેળ્યું હતું. પટાબાજીમાં લારટીસના હાથે જો હેમલેટ બચી જાય તો તે પીને મરણ પામે એવી યુક્તિ રાજાએ કીધી હતી. રાણીને તે પ્યાલા વિષે ચેતવણી આપવાનું રાજા ભુલી ગયો. તેનું પરિણામ એ નીપજ્યું કે, રાણી તે પી ગઈ, અને પોતાને કોઈએ ઝેર આપ્યું છે એવો એકરાર કરી મરણ પામી.

હેમલેટને દગો થવાનો વહેમ પડ્યો જેથી દરવાજા બંધ કરવા હુકમ કર્યો, જેથી દગાખોર પકડી શકાય. લારટીસે કહ્યું કે, દગાખોરને લાંબે શોધવા જવાની કાંઈ જરુર પડવાની નથી. કારણ કે હું પોતે જ દગાખોર છું. હેમલેટે કરેલા ઘાથી પોતાને જીવવાની આશા થોડી જ હતી તેથી પોતે જે દગો કીધો હતો તે તેને કહી દીધો, પણ તે દગાનો ભોગ તે પોતે જ થઈ પડ્યો હતો. તરવારને ઝેર લગાડેલું હતું તેથી હવે હેમલેટ અડધો કલાક જીવે તો ભાગ્યશાળી, કારણ કે ઝેરનો ઉતાર મુદ્દલ ન હતો એવું તેણે કબુલ કર્યું, પણ આ બધો દગો કરવાની યુક્તિ રાજાએ પોતે કરી હતી એમ કહી તે મરણ પામ્યો.

હેમલેટને પોતાના જીવવા વિષે હવે આશા ન રહી તેથી પેલી ઝેર લગાડેલી તરવાર લઈ પોતાના જુઠા અને ક્રૂર કાકા તરફ ફરી તેની છાતીમાં મારી. તેમ કરીને પોતાના બાપને મારનાર ખુની ઉપર મરણનું વેર લઈ પોતાનું વચન સાચું કર્યું. પોતાની છેલી ઘડી છે એમ જાણી હેમલેટે પોતાના મિત્ર હોરેશીઓ તરફ ફરીને જોયું. હોરેશીઓનો પોતાનો વિચાર રાજકુમાર સાથે આપઘાત કરીને મરી જવાનો હતો. પણ હેમલેટે તેને જીવતા રહેવાની સૂચના કીધી ને કહ્યું કે, તારે જીવતા

રહી મારી વાત દુનીઆમાં જાહેર કરવી. હોરેશીઓ જે બધી વાત જાણતો હતો, તેણે તેમ કરવા વચન આપ્યું.

મિત્રના વચનથી સંતોષ પામી હેમલેટે પોતાની દેહ છોડી. હોરેશીઓ અને બીજા ત્યાં ઉભેલાઓએ આંખમાં આંસુ સાથે પ્રાર્થના કરી. હેમલેટ નમ્રતાવાળો રાજકુમાર હતો અને જો તે જીવ્યો હોત તો ભવિષ્યમાં ડેનમાર્કનો બલવાન બાદશાહ બનત.

---

# KING LEAR.

# રાજા લીઅર.

## ગરજ સરી કે વૈદ વેરી.

બ્રીટનના રાજા લીઅરને ત્રણ પુત્રીઓ હતી. મોટી પુત્રી ગોનેરીલ આલબનીના ડયુકને પરણાવી હતી. વચલી રીગન કોર્નવોલના ડયુકને પરણી હતી. પણ સૌથી નાની છોકરી કોરડેલીઆનો પ્યાર મેળવવા માટે ફ્રાન્સનો રાજા અને બર્ગંડીનો ડયુક લીઅરની દરબારમાં આવી રહ્યા હતા.

તે વૃદ્ધ રાજાની ઉમર એંશી કરતાં વધારે વર્ષની થઈ હતી. આવી મોટી ઉમરે રાજપાટ ચલાવવું તેને મુશ્કેલ થઈ પડ્યું. રાજકારભાર જુવાનીઆઓને સોંપી પોતે મરણની તૈયારી કરી મુકવી એવો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાની ત્રણ છોકરીઓને પાસે બોલાવી. તેનો વિચાર એવો હતો કે, જે છોકરી તેને વધારે ચહાતી હોય તેને રાજનો વધારે ભાગ આપવો.

મોટી છોકરી ગોનેરીલે કહ્યું, "પિતાજી, હુ તમને એટલી ચહાઉં છું કે, તેનું વર્ણન કરી શકતી નથી. તમે મારી આંખોની કીકી કરતાં વધારે વહાલા છો. તમારે માટે હું મારો પ્રાણ આપવા તૈયાર છું." આવા આવા વખાણના શબ્દો તે બોલી તે સાંભળી રાજા રાજી થયો. ખોટાં વખાણથી તેનો આત્મા આનંદ પામ્યો. તેણે તે છોકરી અને તેના પતિને પોતાના આખા રાજનો ત્રીજો ભાગ આપ્યો.

પછી તેણે પોતાની બીજી છોકરીને બોલાવી તેના મનનો વિચાર પુછ્યો. રીગને પણ પોતાની બ્હેનની માફક કહ્યું. વળી વધારામાં તે એટલું બોલી કે, મારા પિતા અને રાજાને જોતાં મને જે આનંદ થાય છે તેની સાથે સરખાવતાં આ દુનીઆમાં બીજો આનંદ કાંઈ જ નથી. આ છોકરીના શબ્દોથી રાજા વધારે આનંદ પામ્યો. પોતાને આવી માયાળુ પુત્રીઓ હતી એમ જાણી તેના હર્ષનો પાર ન રહ્યો. રીગને પોતાના પ્યારની ખાત્રી આપી હતી તેથી ભોળવાઈ જઈને રાજાએ તેને પણ પોતાના રાજનો ત્રીજો ભાગ આપ્યો. ગોનેરીલને આપેલા ભાગના જેટલો જ તે ભાગ હતો.

પછી તે પોતાની સૌથી નાની પુત્રી કોરડેલીઆ તરફ ફર્યો. આ પુત્રી તેને વહાલી હતી. તેનું શું કહેવું છે એમ તેણે પુછ્યું. રાજાની ખાત્રી હતી કે, આ પુત્રીને મોઢેથી તેની બે મોટી બહેનો કરતાં વધારે પ્યારના શબ્દો તે સાંભળશે. બેઉ મોટી પુત્રીઓ કરતાં તે નાનીને વધારે ચહાતો હતો. પણ કોરડેલીઆ પોતાની મોટી બહેનોનાં ખોટાં વખાણને ધિક્કારતી હતી. તેઓ કપટી હતી. મોંઢેથી મીઠું બોલતી પણ મનમાં તો તેમનો વિચાર તેમ કરીને રાજ પચાવી પડવાનો હતો તે કોરડેલીઆ જાણુતી હતી. પિતાના પુછવાથી કોરડેલીઆએ જવાબ આપ્યો કે, પુત્રીની પિતા તરફ જેટલી ફરજ છે તેટલી ફરજથી હું તમને ચહાઉં છું. તેથી વધારે ચહાતી નથી તેમ ઓછો ચાહ પણ રાખતી નથી. તેના આવા શબ્દોથી રાજા ચોંકયો. જે છોકરીને પોતે હદથી જાદા ચહાતો હતો તેને મોંઢે આવા શબ્દો સાંભળવાની તેણે આશા રાખી ન હતી. તે બોલ્યો, "દીકરી, તું શું બોલે છે તેનો તને વિચાર છે! તારા શબ્દો

વિચારીને બોલ. નહીં તો તારા પોતાના હકમાં તું નુકશાન કરીશ." કોરડેલીઆએ પિતાને ઉત્તર આપ્યો, "તમે મારા પિતા છો, તમે મને જન્મ આપ્યો છે, મને ચહાઓ છો તેના બદલામાં હું મારી ફરજ પ્રમાણે તમને તાબે થાઉં છું, ચહાઉં છું અને માન આપું છું. પણ મારી બહેનોએ જેમ ખોટાં વખાણ કરીને, દુનીઆની બીજી કોઈ પણ ચીજ કરતાં વધારે ચહાવાનું વચન આપ્યું તેમ હું કરી શકતી નથી. મારી બહેનો કહે છે તેમ તેઓ પિતાશિવાય બીજા કોઇને પણ ચહાતી નથી ત્યારે તેઓ પરણી શા માટે ? જો હું પરણીશ તો મારા અરધા પ્યાર, ફરજ અને માનનો ભાગીદાર મારો પતિ થશે, પણ મારી બહેનોની માફક ફક્ત પિતાને ચાહીને હું પરણીશ નહી."

કોરડેલીઆ પોતાના બાપને ખરેખર ચહાતી હતી. તેનો પ્યાર કાંઈ પોતાની બહેનોની પેઠે ઉપરઉપરનો ન હતો પણ ખરા મનનો હતો. તે પોતાના ખરા દિલથી આ બોલ બોલી હતી. પોતાને કાંઈ પણ મેળવવાની સ્પૃહા ન હોય એવા તેના શકુન હતા.

આવા ખુલ્લા શબ્દોથી રાજા લીઅરને ગુસ્સો લાગ્યો. તેણે પોતાની આ નાની પુત્રીને મગરૂબ માની. પોતે જેને અત્યંત ચહાતો હતો તે પોતાને ધિક્કારે છે એમ તેને લાગ્યું મોંઢાનાં વખાણ અને અંતઃકરણના શબ્દો તે પારખી શકયો નહી. ગુસ્સામાં ને ગુસ્સામાં પોતાના વારસામાંથી તે પુત્રીને બાતલ કીધી. તેને વાસ્તે રાખી મુકેલો રાજનો હીસ્સો પોતાની બેઉ પુત્રીઓ અને તેમના વરો આલબનીના અને કોર્નવોલના ડયુકને સરખે ભાગે વહેંચી આપ્યો. પછી પોતાના બેઉ જમાઈઓને બોલાવીને દરબારીઓની સમક્ષ તેમને રાજ્યવહીવટ સોંપી દીધો. નામનો જ માત્ર તે રાજા રહ્યો. પોતાની હાજરીમાં તેણે એકસો અમીરોને રાખ્યા. પોતાની છોકરીઓના મહેલમાં વારાફરતી એક એક મહીનો રહેવાનો તેનો વિચાર હતો.

આ પ્રમાણે જુસ્સાને વશ થઈ એકદમ બધું રાજ્ય આપી દેવાથી તેના દરબારીઓ આશ્ચર્ય અને દિલગીર થયા. કોઈએ પણ વચ્ચે પડીને સમ-

જાવવાની કોશેશ કીધી નહી. રાજાના ગુસ્સાથી બધા બીતા હતા. પણ કેંટનો અર્લ તે સાંખી ન શકયો. તેણે કોરડેલીઆની તરફથી રાજાને બે શબ્દો કહ્યા. ગુસ્સે થયેલા રાજાએ તેને બેશી જવા હુકમ કર્યો, મોતની બીક દેખાડી, પણ ભલા કેંટે તેની દરકાર ન કરી. લીઅર રાજાનો તે વફાદાર મિત્ર હતો. રાજાની માફક તેને માન આપતો, પિતાની માફક ચહાતો અને માલેક ગણી તેની સાથે જતો. લડાઇમાં રાજાની પાસેનો પાસે જ રહ્યો હતો. પણ આ વખતે લીઅરના ભલા માટે જ તે સામો થયો હતો. રાજાને તે ગાંડો થયેલો ધારવા લાગ્યો. રાજાનો તે સૌથી નિમકહલાલ સલાહકાર હતો. પોતાનું ગમે તે થાય તોપણ રાજાને ખરી સલાહ આપવી એવો તેનો નિશ્ચય હતો. કોરડેલીઆ તેને ખરા પ્યારથી ચહાતી હતી એમ તેણે ખાત્રી આપી. ખોટાં વખાણ કરતાં સાચા શબ્દો કેવા હોય છે તે બતાવી આપ્યું. રાજાએ તેને દેખાડેલી મોતની ધાસ્તીથી પણ તે ડર્યો નહીં.

ભલા કેંટના અર્લના આ પ્રમાણે ખુલ્લા શબ્દોથી રાજાનો ગુસ્સો વધ્યો. તેની ભલી શીખામણોના બદલામાં રાજાએ તેને પાંચ દિવસની અંદર દેશ છોડી જવા હુકમ કર્યો. છઠ્ઠે દિવસે જો બ્રીટનની હદમાં તે દેખાય તો તેને તે જ પળે મોતની સજાનો હુકમ કર્યો. આ ઉપરથી કેંટે રાજાને છેલ્લી સલામ કીધી અને કહ્યું કે, તેના અંધેર રાજ્યમાં રહેવા કરતાં દેશનીકાલ થવું એ વધારે સારૂં છે. જતી વખતે તેણે કોરડેલીઆને કહ્યું કે, તું સાચી છે તેથી ઈશ્વર તારૂં રક્ષણ કરશે. તારી બહેનો જે બોલી છે તે પાળે એટલે બસ. હું નવા દેશમાં વસવા જઈશ.

પછી ફ્રાંસના રાજા અને બર્ગંડીના ડયુકને બોલાવવામાં આવ્યા. કોરડેલીઆ ઉપર રાજાની ઇતરાજી થઈ છે અને તેના પોતાના શરીર શિવાય બીજું કાંઈ તેને વારસામાં મળશે નહીં એમ તેમને જણાવવામાં આવ્યું. બર્ગંડીના ડયુકે એવી કબુલાતથી તેને પરણવાની ના પાડી. પણ ફ્રાંસનો રાજા કોરડેલીઆના શબ્દો સમજી ગયો. તેની બહેનોની માફક વખાણ કરનાર તે નથી પણ ખરા હેતવાળી છે એમ તેની ખાત્રી થઈ. તેણે તે કુમારિકાનો હાથ પકડીને કહ્યું, “સુંદરી, તારા સદ્ગુણો છે

તે એક મોટા રાજ્ય કરતાં પણ વધારે છે. તારી બહેનોની રજા લે. તારા પિતા તારી ઉપર ગુસ્સે થયા છે તોપણ તેમને મળી લે. તારી બહેનોને મળ્યું છે તેના કરતાં પણ વધારે દેશની ઉપર રાજ્ય ચલાવ. સુંદર ફ્રાંસ દેશની રાણી થા." પછી તેણે બર્ગંડીના ડયુક તરફ ધિક્કારથી જોઇને કહ્યું કે, પૈસાને માટે તું આની સાથે પરણવા કબુલ થયો હતો પણ એને પૈસા ન મળ્યા એટલે તારો પ્યાર જતો રહ્યો.

કોરડેલીઆએ રડતી આંખોએ પોતાની બહેનોની રજા લીધી. તેણે કહ્યું કે, આપણા પિતાજીની બરાબર સંભાળ રાખજો. તેની બહેનોએ તેને જવાબ આપ્યો કે, અમે અમારી ફરજ પુરેપુરી જાણીએ છીએ. આમ કહી તેની મશ્કરી કરવા માંડી. કોરડેલીઆ દિલગીર દિલે તેમનાથી છુટી પડી. તે પોતાની કપટી બહેનોને ઓળખતી હતી તેથી તેની એવી ઇચ્છા હતી કે, મારી બહેનો કરતાં બીજું કોઈ પિતાજીની સંભાળ લેનાર હોય તો વધારે સારૂં.

કોરડેલીઆ ગઈ એટલે પેલી બેઉ જણીઓએ પોતાનો શેતાની સ્વભાવ દેખાડવા માંડ્યો. પોતાની મોટી પુત્રી ગોનેરીલને ત્યાં પહેલો મહિનો પુરો થવા આવ્યો હતો તેટલામાં તો રાજાને તેની ચાલચલણમાં ફરક દેખાયો. શબ્દોમાં આપેલા વચનમાં અને વર્તણુકમાં ઘણો જ ફેર દેખાયો. તે કંગાળે પોતાના પિતાની પાસેથી બધી ચીજો લઈ લીધી. તેનું તાજ સુદ્ધાં લઈ લીધું. તે વૃદ્ધ માણસ પોતે રાજા છે એવું માનવાને કાંઈ પણ કરતો તો તેની તરફ તે બડબડાટ કરતી. ગોનેરીલ પોતાના પિતાને અથવા તેના સો અમીરોને જોઈ ન શકી. જ્યારે તે પોતાના પિતાને મળતી ત્યારે મોઢું ચઢાવતી. જ્યારે તે વૃદ્ધ માણસ તેની મુલાકાત લેવા ઇચ્છતો ત્યારે માંદગી અથવા બીજું કાંઇ બહાનું કાઢી તેની મુલાકાત લેતી નહી. વૃદ્ધ થયેલા પિતાને મફતની પીડા ધારતી અને તેના અમીરોને નકામા ખર્ચ તરીકે માનતી. રાજા તરફ તે પોતે બેદરકાર રહેતી એટલું જ નહી, પણ તેના ચાકરો સુદ્ધાં તેની શીખવણીથી રાજાની આજ્ઞાને તાબે ન થતા અને ઘણીવાર તો સાંભળવાના પણ

અખાડા કરતા. લીઅર પોતે પોતાની છોકરીની ચાલચલણમાં ફેરફાર જોતો પણ તે ઉપર આંખ આડા કાન કરતો.

ખરો પ્યાર અને નિમકહલાલી ખોટા પ્યાર આગળ ઢંકાઈ રહેતાં નથી. ભલા કેંટના અર્લને દેશનિકાલનો હુકમ કર્યો હતો પણ તે નિમકહલાલ અર્લે ગમે તેમ થાય તોપણ પોતાના રાજાને કોઈ વખત ઉપયોગી થઈ પડવા માટે ત્યાં રહેવાનો ઠરાવ કર્યો. તેણે પોતાની બધી મોટાઈ અને ભપકો છોડી દઈને એક હલકા ચાકરનો વેશ લીધો. આ છુપા વેશમાં રાજાને ત્યાં ચાકરી રહ્યો, પણ તેણે તેને ઓળખ્યો નહી. રાજા તેની સાદાઈથી રાજી થયો અને તેને પોતાના એક વખતના માનીતા કેંટના મોટા અને બલવાન અર્લ તરીકે ન ઓળખતાં કેઅસને નામે ચાકરીએ રાખ્યો. કેઅસને પોતાના બાદશાહી શેઠને નિમકહલાલી અને પ્યાર દેખાડવાની તક તુરત મળી. એક વખતે એવું બન્યું કે, ગોનેરીલના કારભારીએ પોતાની શેઠાણીની શીખવણીથી લીઅરને ખુલ્લેખુલ્લું અપમાન આપ્યું; કેઅસ તે સાંખી ન શકયો. તેણે વધારે ગડબડ કર્યા વગર આ બેઅદબ ગુલામને લાત મારીને ગટરમાં નાંખી દીધો. તેના આવા કામથી રાજા ઘણો જ રાજી થયો.

પણ કેંટ એકલો જ રાજાનો મિત્ર ન હતો. તેથી ઉતરતો મિત્ર રાજાનો એક મશ્કરો હતો. રાજાઓ અને મોટા લોકો આવા મશ્કરાઓને પોતાની પાસે રાખે છે. દિલગીરી વખતે હસાવવાને તેઓ ઉપયોગી થઈ પડે છે. લીઅર રાજાનો મશ્કરો રાજ્ય જતાં પણ રાજાને નિમકહલાલ થઇ રહ્યો હતો. વારંવાર તે રાજાને હસાવીને તેના મનમાંથી દિલગીરી દૂર કરતો. કોઇ કોઇ વખતે તો રાજાએ પોતાની છોકરીઓને રાજ્ય આપી દઈને કેવી બેવકૂફી કીધી હતી તેપણ કહી સંભળાવતો. મશ્કરીમાં ગોનેરીલના દેખતાં પણ તે બાબત કહી સંભળાવતો. વારંવાર તે કહેતો કે, રાજાએ દૂધ પાઈને સર્પને ઉછેર્યો હતો. તે સર્પ મોટો થયો એટલે તેણે પોતાના પાળનારને જ દંશ દીધો. ( ગોનેરીલને રાજાએ રાજ્ય આપી દીધું તેના બદલામાં ગોનેરીલ તેને ધિક્કારતી હતી અને તેની દરકાર કરતી ન હતી આમ કહેવાની તે મતલબ રાખતો. ) તે કહેતો

કે, લીઅર કાંઈ લીઅર નથી પણ લીઅરનો ઓળો માત્ર છે. તે મશ્કરાના આવા ખુલ્લા શબ્દોથી એક બે વખત તેને માર મારવાની ધમકી સુદ્ધાં આપવામાં આવી હતી.

પોતાની પુત્રી તરફથી પોતાનો થતા અપમાનનું લીઅરને હવે ભાન થવા માંડયું. તે છોકરી ખુલ્લેખુલ્લું અપમાન કરવા લાગી. "એકસો અમીરોને લઇને તમે મારા મહેલમાં રહ્યા છો તેથી મને અડચણ થાય છે" આમ તે છોકરીએ ખુલ્લેખુલ્લું પોતાના બાપને કહ્યું. તે અમીરોનો નકામો ખર્ચ ભારી પડે છે અને તેઓ દરબારમાં ગડબડ કરે છે એમ પણ કહ્યું. તે સાથે તે છોકરીએ રસ્તો બતાવ્યો કે, તેમની સંખ્યા ઓછી કરવી અને તમારા લાયક તમારા જેવા બુદ્ધા માણસોને જ ફકત રાખવા.

આ પ્રમાણે પોતાની સૌથી મોટી છોકરી બોલે છે એમ લીઅર પ્રથમ તો માની ન શકયો. જેને પોતે રાજ્ય આપ્યું છે તે જ આ પ્રમાણે તેના માણસો ઓછા કરવા કહે છે અને તેના ઘડપણની મશ્કરી કરે છે. પણ જ્યારે તે છોકરીએ વારંવાર તે ને તે જ શબ્દો કહીને કંટાળો આપ્યો ત્યારે રાજાની ખાત્રી થઇ. તેનો ગુસ્સો ઉશ્કેરાઈ ગયો. તેણે તેને ધિક્કારથી તું તો સમડી છે! જુઠા બોલી છે!! એમ કહ્યું. પોતાના અમીરો બધા સારી ચાલના હતા અને દરબારમાં કંઇ ગડબડ કરતા ન હતા. ક્રોધમાં ને ક્રોધમાં તેણે ઘોડાઓ તૈયાર કરવા હુકમ આપ્યો. પોતે પોતાના સો અમીરો સાથે બીજી પુત્રી રીગનને ત્યાં જવા પોતાનો નિશ્ચય જણાવ્યો. જતી વખતે ગોનેરીલને તેની નિમકહરામી માટે સખત શબ્દો કહ્યા અને કહ્યું કે, તું મારી પુત્રી હોવાને બદલે દરીઆઈ રાક્ષસ થવાને વધારે લાયક છે. ગોનેરીલને તેણે શાપ આપવા માંડ્યા. તે બોલ્યો, હે ઇશ્વર, એને વાંઝણી રાખજે! ગોનેરીલ મારા શાપથી તને કાંઈ પણ બાળક નહી થાય. જો કદી થશે તો જેવો તેં મારી તરફ ધિક્કાર દેખાડ્યો છે તેથી વધારે તે તારી તરફ દેખાડશે!!"

ગોનેરીલના પતિ આલબનીના ડયુક, રાજાની ક્ષમા માગીને કહ્યું, "તમારું અપમાન થયું છે તે વિષે મને મુદ્દલ ખબર નથી. તેમ એની

અંદર મારો બીલકુલ હાથ પણ નથી. માટે મહેરબાની કરી જવાનું માંડી વાળો અને અત્રે રહો." પણ ક્રોધે ભરાયેલો રાજા, કાંઇ પણ ન સાંભળતાં પોતાના તૈયાર થયેલા ઘોડાઓ ઉપર બેશી પોતાના અમીરો સાથે રીગનના મહેલ તરફ જતો રહ્યો. કોરડેલીઆના નિર્દોષપણા વિષે હવે તેની ખાત્રી થઇ. તેને રડવું આવ્યું. ગોનેરીલ જેવી છોકરીએ તેના જેવા માણસને રડાવ્યો તે વિષે વિચાર આવતાં તેને શરમ લાગી.

રીગન અને તેનો પતિ પોતાના મહેલમાં મોટા ભપકાથી દરબાર ભરતાં હતાં. પોતે પોતાના અમીરો સાથે તેને ત્યાં આવતો હતો તેને માન આપવાને રીગને તૈયાર થઈ રહેવું, એવો સંદેશો કેઅસ સાથે લીઅરે મોકલ્યો. પણ તેની અગાઉ ગોનેરીલનો કાગળ ત્યાં પહોંચી ગયો હતો. તેણે પોતાની નાની બહેનને સલાહ આપી કે, હવે રાજાનો સ્વભાવ બહુ બગડી ગયો છે માટે તેના આટલા બધા અમીરોને મહેલમાં દાખલ થવા દેવા નહી. ગોનેરીલનો માણસ અને કેઅસ બેઉ એક જ વખતે આવી પહોંચ્યા. મહેલ પાસે જ તેઓ મળ્યા. ગોનેરીલનો માણસ તે કેઅસનો આગલો શત્રુ પેલો કારભારી હતો, જેને તેની રાજા લીઅર પ્રત્યેની ગેરવર્તણુક માટે કેઅસે ગટરમાં નાંખી દીધો હતો તે. તેના ત્યાં આવવાની મતલબ કેઅસ પામી ગયો. તેણે કારભારીને ગાળો દીધી અને પોતાની સાથે લડવા કહ્યું. પણ તે કારભારીએ ના પાડી. કેઅસે તેથી ઉશ્કેરાઈ જઇને તેને સખત માર માર્યો. તેના જેવાને જેવી સજા કરવી ઘટે તેવી જ સજા કીધી. આ વાત રીગન તથા તેના પતિને કાને આવતાં જ તેઓએ કેઅસને કેદ કરવાનો હુકમ કર્યો. રાજાની તરફથી આવેલા દૂત તરીકે તેને માન મળવું જોઈએ તેને બદલે તે કેદી થયો.

રાજાએ કીલ્લામાં દાખલ થતાં જ કેઅસને બેઅદબીથી કેદ કરેલો દીઠો.

પોતાને માન મળવાની આશા હતી તેના શુકન સારા ન થયા. પણ તેથીએ વધારે માઠો તો બીજો બનાવ બન્યો. રાજાએ પોતાનાં દીકરીજમાઈ કયાં હતાં તે વિષે ખબર પુછતાં તેને જણાવવામાં આવ્યું કે,

તેઓ આખી રાતની મુસાફરીથી થાકી ગયાં છે તેથી તેને મળી શકશે નહી. પણ રાજાએ જ્યારે તેમને મળવાનો દૃઢ નિશ્ચય કર્યો ત્યારે તેઓ તેને મળવા આવ્યાં. પણ તેમની સાથે ગોનેરીલ પણ હતી, તે પોતાની બહેનને પોતાની બધી વાત કહીને રાજપિતા સામે તેને ઉશ્કેરવા આવી હતી.

રીગન તેનો હાથ પકડીને ચાલતી હતી તેથી રાજાને આ વખતે ઘણું લાગ્યું. તેણે ગોનેરીલને પુછ્યું કે, શું તું મારી સફેદ દાઢી તરફ જોઇને શરમાતી નથી ? પણ રીગને પોતાના વૃદ્ધ પિતાને સલાહ આપી કે, તમારે ગોનેરીલ સાથે જવું અને સલાહસંપથી રહેવું. તમારા અડધા અમીરોને કાઢી મુકો અને મારી બહેનની માફ માગો. તમે બુઢ્ઢા થયા છો તેથી તમારી બુદ્ધિ ફરી ગઈ છે. માટે જુવાન માણસો જેમની બુદ્ધિ તમારા કરતાં વધારે હોય તેમની સલાહ લેવી અને તાબેદારી કરવી જોઈએ.

આ તો હદ થઈ ! લીઅર ખોરાક અને કપડાં માટે પોતાની છોકરીની આજીજી કરે તે કદી પણ બને તેવું ન હતું. રાજાએ ગોનેરીલ સાથે જવાની ના પાડી અને કહ્યું કે, હું તો તારે ત્યાં જ મારા સો અમીરો સાથે રહીશ. ગોનેરીલની પેઠે તને પણ મેં અડધું રાજ્ય આપ્યું છે. તેથી તારે ત્યાં મારે રહેવું જોઈએ. વળી ગોનેરીલના જેવી તું ક્રૂર નથી પણ માયાળુ અને નરમાશવાળી છે. મારા અડધા અમીરોને કાઢી મુકીને ગોનેરીલને ત્યાં જવાને બદલે હું ફ્રાંસ જઈશ. ત્યાંનો રાજા જે મારી નાની પુત્રીને કાંઈ પણ પહેરામણી વગર પરણ્યો છે તેની મદદ લઇશ.

ગોનેરીલ કરતાં રીગનને ત્યાં પોતાની સારી આગતાસ્વાગતા થશે એમ પ્રથમ તે ધારતો હતો પણ તેમાં તે ઠગાયો. રીગન તો પોતાની બહેન કરતાં સવાઈ નીકળી. તે બોલી કે, પચાસ અમીરો તો ઘણા થયા. પચીસ હશે તો પણ બસ થશે. લીઅરે દિલગીર દિલે ગોનેરીલ તરફ ફરીને કહ્યું, " ત્યારે તો હું તારી સાથે પાછો આવીશ. તારી બહેન પચીસ કહે છે, પણ તું તો પચાસ કહે છે. તારો પ્યાર તારી બહેનના કરતાં

બમણા છે." પણ ગોનેરીલ તરત બોલી, "એટલા બધા પચીસ શા માટે જોઇએ ! મારા અથવા મારી બહેનના ચાકરો તમારું કામકાજ કરશે !" આ બેઉ પાપી બહેનો એક બીજાથી સરસ નીકળી. પોતે તો તેને રાજા તરીકે માન આપવા અખાડા કરતી પણ તે સાથે તેના માણસો પણ ઓછા કરવા માગતી. રાજ તજીને રંકની સ્થિતિમાં આવવું એ ઓછું દુઃખદાયક નથી. કરોડો માણસો ઉપર હુકમ ચલાવેલો, તેની પાસે જ્યારે એક પણ માણસ ન હોય તો તેને વધારે ખરાબ લાગે છે. તે દિલગીર થાય છે. તેનું માન ભંગ થાય છે. તેમાં વળી તેની પોતાની પુત્રીઓએ નિમકહરામી બતાવી એ તેને છાતીમાં સજ્જડ લાગ્યું. રાજ આપી દીધા પછી બનેલા બનાવની બધી અસર તેના મગજ ઉપર થવા માંડી. તેને બોલવાનું ભાન પણ ન રહ્યું. તે ઘેલું ગાંડુ બકવા લાગ્યો.

રાત પડવા આવી, પણ તેની છોકરીઓએ તેને તેના આટલા બધા માણસો સાથે મહેલમાં દાખલ કરવાની ના પાડી. હવે ગાંડા થયેલા રાજાને ગુસ્સો લાગ્યો. ગાજવીજ અને તોફાન સાથે વરસાદ વરસવો શરૂ થયો હતો. તેની દરકાર કર્યા વગર ઘોડાઓ તૈયાર કરવા તેણે હુકમ કર્યો. તેની પુત્રીઓએ પણ તેની દરકાર કર્યા વગર તેને જવા દીધો અને પાછળથી દરવાજા બંધ કર્યા.

પવન ફુંકતો હતો અને તોફાનની સાથે મુસળધાર વરસાદ વરસતો હતો તેની દરકાર કર્યા વગર આ વૃદ્ધ માણસ આગળ ચાલ્યો. ઘણા ગાઉ સુધી જરા પણ ઝાડી ન હતી, તેમ કાંઈ આશ્રમ પણ ન હતો. રાજાએ પોતાની પુત્રીઓને શ્રાપ આપીને કહ્યું કે, ઈશ્વર કરે ને એવો પવન ફુંકે કે, પૃથ્વી દરીઆમાં ઘસડાઈ જાય, અથવા દરીઆનાં મોજાં ઉંચાં ચઢીને પૃથ્વીને બોળી નાંખે જેથી નિમકહરામ મનુષ્ય પ્રાણીનું નામ ન રહે. આ વખતે રાજાના સોબતી તરીકે માત્ર પેલો મશ્કરો તથા કેંટનો અર્લ બે જ હતા. બીજા બધા જતા રહ્યા હતા. મશ્કરો રાજાને દિલાસો આપતો પણ તે સાથે કહેતો કે, આવી રાતના બહાર નીકળવાને બદલે તેની પુત્રીઓના આશ્રયમાં જઈ રહેવું વધારે સારૂં છે.

રાજાનો બીજો સોબતી ચાકરના પોશાકમાં રહેલો કેંટનો અર્લ હતો. તે હમેશ પોતાના માલીકની પાસેનો પાસે જ રહેતો હતો. રાજા તેને અર્લ તરીકે ઓળખી ન શકયો. તે બોલ્યો, “રાજાજી તમે અહીં ક્યાંથી ? રાતના ફરનારાઓ પણ આવી રાત પસંદ કરતા નથી. આ તોફાનથી તો ભયંકર પશુ સુદ્ધાં પોતપોતાની ગુફામાં સંતાઈ ગયાં છે. મનુષ્યનો સ્વભાવ આવી સખ્તી સહન કરવાને શક્તિવાન નથી.” પણ રાજાએ તેના આવા બોલોથી ઠપકો આપ્યો. તે બોલ્યો, “આ તો કાંઈ જ નથી પણ એવી વધારે આવે તે પણ સહન કરવું જોઇએ.” આ પ્રમાણે તે બોલ્યો ખરો પણ તેના મગજમાં તે વખતે કેવા વિચારો આવતા હશે તેનો વિચાર કરવો જોઈએ.

આટલું છતાં પણ ભલા કેંટે તેના કાલાવાલા કરવા માંડ્યા કે, રાજાએ ખુલ્લી હવામાંથી કોઈ આશ્રમવાળી જગાએ જવું. પ્રથમ તો રાજાએ ના પાડી પણ આખરે તેમ કરવા કબૂલ કર્યું. ત્યાંથી થોડે દૂર એક ભાંગેલું ઝુંપડું નજરે પડયું. આ ઝુંપડામાં રાત રહેવા નિશ્ચય કર્યો. પેલો મશ્કરો તેની અંદર પ્રથમ દાખલ થયો. પણ દાખલ થતાં જ તેણે બૂમ પાડી કે, અંદર ભૂત છે. પણ ભૂત કોણ છે તેની તપાસ કરતાં એવું માલમ પડયું કે, તે એક લંગડો ભીખારી હતો, જે વરસાદ તથા તોફાની પવનમાંથી બચવા માટે ત્યાં આવી ભરાયો હતો. તેને જોઇને મશ્કરો બીન્યો તેનું કારણ એટલું જ હતું કે, આ ભીખારી ગાંડા જેવા ચાળા કરતો હતો. આ ચાળા ખરી ગાંડાઇના હોય અથવા તો શહેરના લોકોની દયા પોતાની તરફ ઉશ્કેરી ભીખ મેળવવાના હોય તે તો તે જાણે. આવા ભીખારીઓ શહેરમાં જઈ, છરી, કાંટા અથવા બીજા કોઈ હથિયારથી પોતાના શરીર ઉપર જખમ કરી ભીખ માગે છે. અજ્ઞાન માણસો ભીખારીઓને ધાયલ થયેલા જોઈ પોતાનું કાંઈ અનિષ્ટ થશે એમ ધારી બીકથી તેમને ભીખ આપે છે. આ માણસ પણ તે જ જાતનો હતો. તેની કમર ઉપર ધાબળીનો એક કટકો વીંટાળેલો હતો. આ શિવાય બીજું કાંઈ પણ અંગવસ્ત્ર તેની પાસે ન હતું. આ કંગાળ માણસની આવી હાલત જોઈને રાજાએ વિચાર્યું કે, આ માણસ પણ પોતાની છોક-

રીઓને પોતાનું બધું આપી દીધાથી આવી હાલતમાં આવી પડ્યો છે. દરેક માણસને કંગાળીઅતમાં લાવનાર તેની દીકરીઓ છે.

તે આવા શબ્દો બોલતો તેથી કેઅસની ખાત્રી થઈ કે, રાજા પોતાની શુદ્ધિમાં નથી, પણ પોતાની પુત્રીઓની ગેરવર્તણુકને લીધે ગાંડો થઈ ગયો છે. ખરેખરા વફાદાર મિત્રો અને ચાકરો આવે વખતે માલમ પડી આવે છે. કેંટ થોડા વિશ્વાસુ માણસોની મદદથી રાજાને ડોવરના કિલ્લામાં લઇ ગયો. એ કિલ્લામાં કેંટના મિત્રો રહેતા હતા. તેમના હાથમાં રાજાને સોંપી કેંટ પોતે ફ્રાંસ તરફ હંકારી ગયો. બનતી ઉતાવળે તે કોરડેલીઆની દરબારમાં દાખલ થયો. ત્યાં તેણે રાજારાણીની હજુર લીઅર રાજાની દયા ઉપજાવવા યોગ્ય હકીકત પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવી. પિતાનું દુઃખ સાંભળી કોરડેલીઆ દુઃખી થઇ. રડતી આંખે તેણે પોતાના પતિની રજા માગી, “ મારા પિતાજીને આ ક્રૂર બહેનો તથા તેમના પતિના હાથમાંથી છોડવાય એટલું લશ્કર આપીને મને ઈંગ્લાંડ જવા રજા આપો, જેથી હું મારા વૃદ્ધ પિતાજીને તેમની આગલી સ્થિતિમાં લાવી શકું.” કોરડેલીઆના પતિ ફ્રાંસના રાજાએ તેમ કરવા મુખતીઆરી આપી તેથી પોતાને જોઇતાં માણસો લઈ તે ડોવરના બંદરમાં ઉતરી.

આ તરફ શું બન્યું તે આપણે જોઈએ. લીઅરને જે લોકોના હાથમાં ભલો કેંટ સોંપી ગયો હતો તેમના હાથમાંથી તે છુપી રીતે નાશી ગયો. પણ કોરડેલીઆના માણસોએ તેને ડોવર પાસેનાં ખેતરોમાંથી શોધી કાઢયો. તે વખતે તેની હાલત દયા ઉપજવા જોગ હતી. ઘાસ અને પાંદડાનો મુગટ કરી પોતાને માથે પહેરી મોટેથી તે ગાયન ગાતો ફરતો હતો. કોરડેલીઆ પોતાના પિતાની સાથે મુલાકાત કરવાને આતુર હતી, પણ વૈદોએ તેને તેમ કરતી અટકાવી. જો તેની ગાંડી હાલતમા મુલાકાત થાય તો રખેને તેના જીવને હાની પહોંચે. તેઓએ રાજાને ઉંઘની દવા આપી હતી તેથી તેના મગજને થોડી વાર શાંતિ વળે એમ હતું. શાંતિ વળવાની સાથે તેની હાલત કાંઈક અંશે સુધરે એમ હતી. તે પછી તેને બીજી દવા આપવાના હતા. તેમણે તે પ્રમાણે દવાઓ

આપવા માંડી અને તેથી રાજાની તબીઅત સુધરવા લાગી. આ હુશીઆર વૈદોને કોરડેલીઆએ મોટું ઈનામ આપવાની કબુલાત આપી હતી. આખરે રાજા સાજો થયો અને કોરડેલીઆ સાથે તેની મુલાકાત કરાવવાનું નક્કી થયું.

જે વખતે આ બાપ દીકરીની મુલાકાત થઈ તે વખતનું વર્ણન થઈ શકે એમ નથી. પોતાની એક વખતની વહાલી પુત્રીને જોઈને તેનો હર્ષ સમાયો નહિં. તે સાથે પોતે તેને જે ગેરઈન્સાફ કર્યો હતો તે યાદ આવતાં શરમ ઉપજી. પોતે આ સ્વપ્નું જુએ છે કે ખરી બીના છે તે પણ સમજી ન શકયો. રાજા પોતાની પુત્રીની ક્ષમા માગવા તેના આગળ ઘૂંટણે પડ્યો. પણ આ ભલી સ્ત્રી તો પ્રથમથી જ ઘૂંટણે પડી હતી. તે બોલી કે, પિતાજી, હું આપની પાસે આવી છું તે મારી ફરજ વિચારીને આવી છું, આપને મારી પાસે ઘૂંટણે પાડી હલકા પાડવા આવી નથી. હું તમારી પુત્રી છું તેથી પિતાએ પુત્રીની ક્ષમા માગવી ન જોઈએ. મારી બહેનોએ તમારી વૃદ્ધાવસ્થાથી શરમાઈ જઈને કડકડતી શરદીમાં ઘરમાંથી બહાર કાઢ્યા તેથી તેમને ધિક્કાર છે. તમને કાંઇ પણ મદદ જોઈએ તો તે કરવા માટે જ હું ફ્રાંસથી આવી છું. રાજા લીઅર બોલ્યો, “ હું વૃદ્ધ અને મૂર્ખ છું અને તેથી મેં જે કાંઈ કર્યું હોય તે મને ક્ષમા કરજે. તારી મદદ લઉં એવું મેં પ્રથમથી જ રાખ્યું નથી. તારી બહેનોને બધું આપી દઈને તને ખાલી હાથે મેં કાઢી મુકી હતી. ” કોરડેલીઆ બોલી, “ તમારો મારી ઉપર પ્યાર છે એટલું જ મને બસ છે, બીજું કાંઈ મારે જોઇતું નથી. ” કોરડેલીઆ અને વૈદોની મદદથી તથા જુદી જુદી દવાના ફેરફારોથી રાજાના ઉપર અસર થઈ. હવે પેલી ક્રૂર બહેનોની શી હાલત થઇ તે આપણે જોઈએ.

તે બેઉ નિમકહરામ ડાકેણો પોતાના વૃદ્ધ પિતાને નિમકહરામ થઈ એટલું જ નહી પણ પોતાના પતિઓ તરફ પણ બેવફાઈ બતાવવા લાગી. પ્રથમ તો પોતાના પતિઓને જોઇને મોઢું મરડવા લાગી. પણ પાછળથી બીજાની તરફ પ્યાર બતાવવા લાગી. ગ્લોસેસ્ટરના અર્લની રાખેલીના દીકરા એડમંડ ઉપર તેઓ પ્યાર રાખવા લાગી. એડમંડ કમાઇથી

પોતાના ભાઈ અને ખરા વારસ એડગરને અર્લપણામાંથી બાતલ કરી પોતે અર્લ થયો. ગોનેરીલ તથા રીગન જેવી પાપી સ્ત્રીઓ હતી તેવો જ તે પણ પાપી પુરુષ હતો. હવે એવું બન્યું કે, રીગનનો પતિ કોર્નેવાલનો ડયુક મરણ પામ્યો અને તેથી રીગને એડમંડ સાથે પોતાનાં પુનર્લગ્ન કરવા વિચાર કર્યો. ગોનેરીલને તેથી અદેખાઈ ઉત્પન્ન થઈ. એડમંડે તેને પણ પોતાનો પ્યાર આપ્યો હતો. કોઈ પણ રીતે ગોનેરીલે રીગનનો નાશ કરવાનો ઠરાવ કર્યો અને તેમાં તે ફાવી. રીગનને ઝેર આપીને તેણે મારી નંખાવી. પણ આ વાતની ખબર તેના પતિ, આલબનીના ડયુકને પડી, અને તેથી તેણે પોતાની સ્ત્રીને કેદખાનામાં પુરી ત્યાં તેણે પ્યાર અને ગુસ્સાથી દીવાની બની જઈ પોતાનો જીવ આપ્યો. આ પ્રમાણે આ બેઉ બહેનોને ઈશ્વરે વ્યાજબી સજા કરી.

ઈશ્વરના વ્યાજબીપણા વિષે બધાનાં મોઢામાં રમી રહ્યું હતું એટલામાં એક દિલગીરી ભરેલો બનાવ બન્યો. નિર્દોષ કોરડેલીઆના મરણનો તે બનાવ હતો. ગોનેરીલ તથા રીગને ગ્લોસેસ્ટરના અર્લને ઉશ્કેરીને લશ્કર આપી કોરડેલીઆ સામે લડવા મોકલ્યો હતો, તેમાં તે જીત્યો. કોરડેલીઆ તેના હાથમાં કેદ પકડાઈ. કોરડેલીઆ જીવતી હોય તો પોતાને રાજ્ય ઉપર બેસતાં નડશે એમ ધારી એડમંડે કેદખાનામાં તેનો જીવ લીધો. પોતાની પુત્રીના મરણ પછી રાજા લીઅર વધારે દહાડા જીવ્યો નહી.

ભલો કેંટનો અર્લ જે પ્રથમથી રાજાની સાથે રહ્યો હતો તેણે રાજાના મરણ વખતે ખુલાસો કર્યો કે, આપની પાસે કેઅસ નામનો ચાકર રહેતો હતો તે હું જ હતો. પણ દિલગીર થયેલા રાજાના મગજમાં આ વાત ઉતરી નહી. તેણે કહ્યું કે, કેઅસ અને કેંટ એકજ માણસ છે એમ બને જ કેમ ? રાજા મરણ પથારી ઉપર પડ્યો છે માટે એ વાત વિષે વધારે ખુલાસો કરવો કેંટે રહેવા દીધો. લીઅરના મરણ પછી થોડા દિવસમાંજ તેને મળવા માટે આ નિમકહલાલ કેંટ વૃદ્ધાવસ્થા અને દિલગીરીથી ઘોરનિવાસી થયો.

ઈશ્વરના ઘરની સજામાંથી ગ્લોસેસ્ટરનો અર્લ એડમંડ પણ બચી ન શકયો. તેણે કરેલી ઠગાઈ જાહેરમાં આવી અને તેથી ખરા વારસ એડગર સાથે દ્વંદ્વયુદ્ધમાં તે માર્યો ગયો. ગોનેરીલનો પતિ આલબનીનો ડયુક બધી વાતથી નિર્દોષ હતો. પોતાની પત્નિને તેના પિતા તરફ નાફરમાન થવાને કદી પણ તેણે સલાહ આપી ન હતી. રાજાના મરણ પછી તે કેવી રીતે ગાદી ઉપર બેઠો અને કેવી રીતે તેણે રાજ ચલાવ્યું તેનું વર્ણન અત્રે કરવું ઉપયોગનું નથી. રાજા લીઅર તથા તેની ત્રણ પુત્રીઓના મરણ સાથે આ વાતનો છેડો આવ્યો.

---

# ALL'S WELL THAT ENDS WELL.

# પ્રીતિની વીંટી.

રોઝીલીઅનના કાઉંટના મરણ પછી તેનો દીકરો બર્ટરામ કાઉંટ થયો. ફ્રાંસનો રાજા બર્ટરામના બાપ રોઝીલીઅનને ચહાતો હતો. તેણે જ્યારે તેના મરણ વિષે સાંભળ્યું ત્યારે તેના છોકરાને પારીસની પોતાની દરબારમાં બોલાવ્યો. આગલા કાઉંટ સાથે તે જેટલી મિત્રાચારી રાખતો હતો, તેટલી જ તેના પુત્ર સાથે રાખવા તેનો વિચાર હતો.

બર્ટરામ પોતાની વિધવા માતા સાથે રહેતો હતો. લેફયુ નામનો ફ્રેંચ દરબારનો એક વૃદ્ધ ઉમરાવ તેને રાજા તરફથી તેડું કરવા આવ્યો હતો. ફ્રાંસનો રાજા સ્વતંત્ર હતો તેથી તેના તેડાને ગમે તેવો પદવીવાળો માણસ પણ તાબે થતો. તેની માતા પોતાના આ વહાલા પુત્રથી વિખુટી પડવાને નારાજ હતી તોપણ રાજાના તેડા પાસે નાઇલાજ હતી. તેણે તેની મુસાફરીની તૈયારી વિષે હુકમ આપ્યો. લેફયુએ કાઉંટેસને દિલાસો આપ્યો કે, રાજા તમારા પુત્રને પોતાના પુત્ર બરાબર ચહાય છે માટે

તમારે કોઈ પણ રીતનો મનમાં અંદેશો ન લાવવો. વળી તેણે કહ્યું કે, રાજા એક ખરાબ દરદથી પીડાય છે જે રોગ કોઇથી પણ મટી શકે તેમ નથી એમ વૈદોએ કહ્યું છે.

રાજાની માંદગીના સમાચાર સાંભળીને કાઉંટેસે પોતાની દિલગીરી જણાવીને કહ્યું, "જો આ હેલેના (કાઉંટેસની પાસે રહેતી એક ગૃહસ્થની પુત્રી હતી જે તે વખતે ત્યાં ઉભી હતી) નો પિતા જીવતો હત તો રાજાને સાજો કરત. આ હેલેના તે પેલા પ્રખ્યાત વૈદ જીરાર્ડ ડી નારબોનની પુત્રી છે. તે વૈદે મરતી વખતે તેને મારા સ્વાધીનમાં આપેલી છે. તે દહાડેથી એ મારી પાસે જ રહી છે." આમ કહી હેલેનાનાં વખાણ કરવા માંડ્યાં અને વિશેષ કહ્યું કે, તે ભલા વૈદના બધા ગુણો તેની આ સદ્‌ગુણી પુત્રીમાં આવ્યા છે. કાઉંટેસ આ પ્રમાણે જ્યારે તેનાં વખાણ કરતી હતી તે વખતે હેલેનાને પિતા યાદ આવતાં તેનું હૈયું ભરાઈ આવ્યું.

બર્ટરામે હવે પોતાની માતાની રજા લીધી. કાઉંટેસે પોતાના વહાલા પુત્રથી છુટી પડતાં, આંખમાંથી આંસુ ઢાળતાં તેને આશીર્વાદ આપ્યા. લેફ્યુની સંભાળમાં તેને સોંપીને કહ્યું, 'મહેરબાન સાહેબ, એને દરબારી રીત રીવાજની ખબર નથી તેથી એને વખતો વખત સલાહ આપતા રહેજો." બર્ટરામે જતી વખતે હેલેનાને સભ્યતાથી આનંદમાં રહેવા બે ચાર શબ્દો કહ્યા. છેલ્લે એટલું જ કહ્યું, "મારી માતાને રાજી રાખજે." હેલેના બર્ટરામને લાંબો વખત થયાં ચહાતી હતી. તેની આંખમાં પણ અશ્રુ ભરાયાં. આ આંસુ કાંઈ તેના પિતા જીરાર્ડ ડી નારબોન માટે ન હતાં. હેલેના જો કે પોતાના પિતાને ચહાતી હતી તોપણ તેના મરણ પછી તેણે બર્ટરામ ઉપર પોતાનો પ્યાર બાંધ્યો હતો. તે પોતાનો પ્યારો જ્યારે તેને છોડી જવા લાગ્યો ત્યારે તે સહન કરી ન શકી. મુગે મોંઢે તેણે અશ્રુધારા ચલાવી.

હેલેના બર્ટરામને ચહાતી હતી, પણ ફ્રાંસના સૌથી અસલી કુટુંબનો વંશજ રોઝીલીઅનનો કાઉંટ હતો, તે તે ભુલી ગઈ ન હતી. તે પોતે તો એક સાધારણ કુટુંબની છોકરી હતી, માટે તે ઉંચ કુળના

બર્ટરામ તરફ એક શેઠ તરીકેની મમતા રાખતી, તથાપિ તેની ચાકરીમાં પોતાની આખી જીંદગી ગાળવાનો નિશ્ચય કર્યો હતો. આ પ્રમાણે કુળના તફાવતને લીધે તે બાપડી ધારતી હતી કે, એમની સાથે લગ્ન કરવાની માગણી કરવી તે, આકાશના તારા જોડે પરણવાની ઇચ્છા કરવા બરાબર છે. બર્ટરામ મારા કરતાં કુળમાં ઘણો જ ચઢીઆતો છે.

પણ બર્ટરામની ગેરહાજરીથી તેની આંખો આંસુથી અને તેનું હૈયું દિલગીરીથી ભરેલું રહેતું. પોતે જેને ચહાતી હતી તેની જોડે લગ્ન કરવાની શક્તિ ન હતી તો પણ તેને પોતાની આંખો આગળ નીરખીને આનંદ પામતી. તે સુંદર મૂર્તિનો ચહેરો તેના હૃદયમાં કોતરાઈ રહ્યો હતો. જીરાર્ડ ડી નારબોન ગરીબીમાં મરણ પામ્યો હતો. તેણે પોતાની પુત્રી માટે કાંઈ પૈસાનો વારસો મુકયો ન હતો, પણ પોતાની દવાના કેટલાક નુસખાઓ લખી રાખ્યા હતા. આ નુસખાઓ તેણે પોતાના લાંબા વખતના અનુભવથી તૈયાર કર્યા હતા. એ નુસખાઓની મદદથી તેણે ઘણાં ન સારાં થઈ શકે એવાં દરદો પણ સારાં કર્યાં હતાં. ફ્રાંસના રાજાને જે રોગ થયો હતો અને જેનું વર્ણન લેફ્યુએ કર્યું હતું તેનો પણ નુસખો અંદર લખેલો હતો. રાજા તે દરદથી વધારે હેરાન હતો એમ જ્યારે હેલેનાએ સાંભળ્યું ત્યારે તે પોતે પારીસ જવા તૈયાર થઈ. રાજાને સારૂં કરવા તેણે હીંમત બીડી. હેલેનાનો આ નુસખો ઘણો જ અકસીર હતો, પણ રાજા અને તેના વૈદોની ખાત્રી હતી કે, તે રોગ કદી પણ સારો થઈ શકે એમ નથી અને તેથી તેના જેવી અભણ કુમારિકાને દવા કરવા દે એ ન બની શકે એવું હતું. જો આ નુસખો રાજા ઉપર અજમાવવા આપે તો તે સારો થાય એવી તેની ખાત્રી હતી. તેનો બાપ જેણે તે નુસખો લખ્યો હતો અને પોતાના વખતમાં સૌથી હુશીઆર વૈદ હતો તે પણ આટલી ખાત્રી આપી શકે એમ ન હતું. તેના મનમાં એવા વિચારો સ્ફુરી આવતા કે, એ જ દવાના નુસખાથી તે પોતે રોઝીલીઅનના કાઉંટની સ્ત્રી થઈ શકશે.

બર્ટરામને ગયે થોડા દિવસ થયા પછી મહેલના કારભારીએ કાઉંટેસને ખબર આપી કે, હેલેના પોતાના મન સાથે બડબડતી હતી તેના

થોડા શબ્દો મારા સાંભળવામાં આવ્યા તેની ઉપરથી એમ જણાય છે કે તે બર્ટરામ ઉપર પ્યાર રાખે છે અને તેની પાછળ પારીસ જવાનો તેનો ઇરાદો છે. કાઉંટેસે કારભારીનો ઉપકાર માનીને ત્યાંથી જવા કહ્યું અને હેલેનાને બોલાવી મંગાવી. હેલેનાની વાત સાંભળીને કાઉંટેસને પોતાની જુવાનીના દિવસો યાદ આવ્યા. તે પોતાના મન સાથે બોલી, "હું જ્યારે જુવાન હતી ત્યારે મને પણ એમ થતું હતું. જુવાનીરૂપી ગુલાબને પ્યારના કાંટા હોય છે. કુદરતથી જ આવી ભુલો થાય છે પણ તે કાંઈ ભુલો તરીકે ગણાતી નથી." આ પ્રમાણે કાઉંટેસ વિચાર કરતી હતી તે વખતે હેલેના ત્યાં આવી.

કાઉંટેસે હેલેનાને કહ્યું, "હેલેના તું જાણે તો છે કે, હું તારી મા છું." હેલેનાએ ઉત્તર દીધો, "તમે મારાં માનવંતાં શેઠાણી છો." કાઉંટેસે ફરીથી કહ્યું, "તું મારી પુત્રી છે, હું તારી મા છું મારા શબ્દોથી ગભરાઈને શા માટે તું ફીકી પડે છે?" કાઉંટેસ પોતાનો પ્યાર જાણી ગઈ છે એમ સમજી ગભરાટ અને ધાસ્તીથી ધ્રુજતી ધ્રુજતી હેલેના બોલી, "બાઇસાહેબ, મને માફ કરો, તમે મારી માતા નથી. કાઉંટ રોઝીલીઅન મારો ભાઈ થઈ શકશે નહી, તેમ હું તમારી પુત્રી થઈ શકીશ નહી." કાઉંટેસે કહ્યું, "હેલેના, પણ તું મારી પુત્રવધુ તો થઈ શકશે જ. હું ધારૂં છું કે, મા અને પુત્રીના શબ્દોથી તું ગુંચવાઈ ગઇ તેનું કારણ એ હોવું જોઇએ. હેલેના તું મારા પુત્રને ચહાય છે?" ગભરાયેલી હેલેના બોલી, "ભલી બાઈસાહેબ, મને માફ કરો." કાઉંટેસે ફરીથી પોતાનો સવાલ પુછ્યો, "તું મારા પુત્રને ચહાય છે?" હેલેનાએ જવાબ આપ્યો, "બાઇસાહેબ, તમે તેને નથી ચહાતાં?" કાઉંટેસે કહ્યું, "હેલેના, આવો ઉડાવનારો જવાબ મને ન આપ. આવ, અહીં આવ, મ્હારી પાસે આવ. મને જણાય છે તારો પ્યાર પૂર્ણ છે. મારી પાસે વાત કર." હેલેનાએ ઘૂંટણે પડીને પોતાનો પ્યાર જાહેર કર્યો અને શરમ અને ધાસ્તીથી પોતાની શેઠાણીની ક્ષમા માગી. તે સાથે જાહેર કર્યું કે, મારા પ્યાર વિષે બર્ટરામ મુદ્દલ જાણીતા નથી. પછી કાઉંટેસે પુછ્યું કે, તારો વિચાર શું પારીસ જવાનો છે? હેલેનાએ કહ્યું કે, રાજાની માંદગી

વિષે લેફ્યુને મોઢેથી સાંભળીને મેં તેવો વિચાર કર્યો હતો ખરો. કાઉંટેસે પુછ્યું, "ત્યારે એજ વિચારથી તારે પારીસ જવું છે કેમ ? ખરૂં બોલ." હેલેના બોલી, "આપના પુત્રને લીધે જ મને તે વિષે વિચાર આવ્યો. તેની પહેલાં તો પારીસ, રાજા અથવા દવા વિષે મારા મનમાં મુદ્દલ વિચાર ન હતો." કાઉંટેસે ઠપકાનો અથવા ખુશીનો એક પણ શબ્દ કહ્યા વગર હેલેનાનું કહેલું સાંભળ્યું હતું. પણ રાજાની દવા વિષે તેને સખત સવાલો પુછ્યા. તેમાં કાઉંટેસને માલમ પડ્યું કે, જીરાર્ડ ડી નારબોને મરતી વખતે પોતાની દીકરીને વારસામાં આપેલી ચીજોમાં તે દવા સૌથી વધારે કીમતી હતી. રાજાની પોતાની જીન્દગીની તે વાત હતી અને તેને ઓસડ આપવામાં બહુ સંભાળ રાખવી જોઈએ. પણ કાઉંટેસના મનમાં એવો જ વિચાર આવ્યો કે, ઈશ્વરની કૃપાથી રાજા સાજો થશે અને જીરાર્ડ ડી નારબોનની પુત્રીનું નસીબ ઉઘડશે. આ વિચારથી હેલેનાને તેણે પારીસ મોકલી અને તેને જોઇતી ખરચી તથા ચાકરો સાથે આપ્યા.

હેલેના પારીસ આવી પહોંચી અને લેફ્યુની મદદથી રાજા સાથે તેની મુલાકાત થઈ. પણ વચમાં ઘણી મુશ્કેલીઓ નડી. રાજા પોતાના આ જુવાન વૈદની દવા ખાય એ વિચારવા જેવી વાત હતી. તેણે કહ્યું કે, હું જીરાર્ડ ડી નારબોનની પુત્રી છું. રાજા આ પ્રખ્યાત વૈદને ઓળખતો હતો. આ કીમતી દવા પોતાના પ્રખ્યાત પિતા પાસેથી મળી છે એવી હેલેનાએ ખાત્રી આપી અને કહ્યું કે, જો બે દિવસમાં તમને સારા ન કરું તો મને મોતની શિક્ષા કરજો. આ સરતથી રાજાએ તેની દવા કરવાની હા પાડી અને જો પોતે બે દહાડામાં સારો ન થાય તો હેલેના માટે મોતનો હુકમ લખી આપ્યો. પણ જો તે સારો થાય તો ફ્રાંસ દેશના રાજકુમારો શિવાય બીજા જેને પણ હેલેના પસંદ કરે તેની સાથે તેને પરણાવી આપવા કબુલાત આપી. અર્થાત્ રાજાને સારો કરવાના બદલામાં હેલેનાએ એક ભરથારની માગણી કરી.

પોતાના પિતાની દવામાં હેલેના ઠગાઈ ન હતી. બે દિવસની અંદર રાજા તદ્દન સાજો થયો. પોતાના વૈદને ઈનામ આપવા માટે તેણે પોતાના

બધા અમીર ઉમરાવોને એકઠા કર્યા. હેલેનાને હુકમ કર્યો કે, આ બધામાંથી તને પસંદ પડતો પતિ શોધી લે. હેલેનાને પોતાને વાસ્તે પતિ પસંદ કરતાં વાર ન લાગી. રોઝીલીઅનનો કાઉંટ તે સભામાં બેઠો જ હતો. બર્ટરામ તરફ ફરીને તે બોલી, "આ રહ્યો તે માણસ. મારા સાહેબ, હું તમને ચહાઉં છું એમ કહેવાની મારી હીમત ચાલતી નથી પણ હું મારી કાયા જ આપને અર્પણ કરું છું, અને જ્યાં સુધી મારામાં શક્તિ હશે ત્યાં સુધી તમારી ચાકરી કરીશ." રાજાએ કહ્યું, "ઘણું સારૂં. બર્ટરામ એનો સ્વીકાર કર. એ તારી સ્ત્રી છે." પણ બર્ટરામે રાજાની આ ભેટ કબુલ ન રાખી. તે બોલ્યો કે, તે એક સાધારણ વૈદની છોકરી છે. મારા બાપને ત્યાં ઉછરી છે અને હાલ મારી માની ચાકરીમાં છે. હેલેનાએ તેના ધિક્કારના શબ્દો સાંભળીને રાજાને કહ્યું, "મહારાજા સાહેબ, મારા સાહેબ ખરૂં કહે છે અને તેથી હું ખુશી છું. બાકીના બીજાઓને જવા રજા આપશો." પણ રાજા પોતાના બાદશાહી હુકમનો ભંગ થતો જોઈ ન શકયો. ફ્રાંસના રાજાઓ પોતાના અમીર ઉમરાવો ઉપર બીજી સત્તા ધરાવવા સાથે તેમનાં લગ્ન પોતાને મનગમતી રીતે કરાવી આપવાની સત્તા પણ ધરાવતા હતા અને તેથી તે જ દહાડે બર્ટરામને હેલેના સાથે લગ્ન કરવાની તેણે ફરજ પાડી. બર્ટરામ આ લગ્નથી મુદ્દલ ખુશી ન હતો. હેલેનાએ પોતાની જીન્દગીના જોખમે પોતાને મનગમતો પતિ મેળવ્યો હતો પણ તે પતિ તેને મુદ્દલ ચહાતો ન હતો.

લગ્ન પછી બર્ટરામે હેલેનાને કહ્યું કે, રાજાની દરબારમાંથી જવાની મારે માટે રજા મેળવ. હેલેનાએ જ્યારે તે પ્રમાણે રજા મેળવી ત્યારે બર્ટરામે કહ્યું કે, આ લગ્ન માટે હું તૈયાર ન હતો તેથી ત્હારી સાથે મારાથી રહેવાશે નહી. બર્ટરામનું આવું બોલવું સાંભળી હેલેના સમજી ગઈ કે, તેનો પતિ તેને છોડી જવા માગે છે અને તેથી તે દિલગીર થઈ. તેણે હેલેનાને પોતાની મા પાસે જવાનું કહ્યું. હેલેનાએ જ્યારે આ નિર્દય હુકમ સાંભળ્યો ત્યારે તે બોલી, "આ વિષે મારે કાંઈ જ કહેવું નથી. હું તો તમારી તાબેદાર નોકર છું. પણ મારા ભાગ્યનો તારો જે જંગલમાં ખરી પડ્યો છે તેને શોધવા હું તજવીજ કરીશ. હેલેનાના આવા

કરૂણાજનક શબ્દોથી પણ હઠીલો બર્ટરામ પલળ્યો નહી. જતી વખતે તેણે પોતાની આ નમ્ર સ્રીની રજા પણ લીધી નહી. ”

કાઉંટેસ પાસે હેલેના પાછી ફરી. તેણે પોતાની મુસાફરીની મતલબ પુરી પાડી હતી, તેણે રાજાની જીન્દગી બચાવી હતી, અને પોતાના મનના માનીતા રોઝીલીઅનના કાઉંટને પરણી હતી. પણ તે પોતાની ભલી સાસુ આગળ પતિએ તજી દીધેલી તરીકે આવી. ઘેર આવી એટલે તરત જ તેને બર્ટરામનો લખેલો કાગળ મળ્યો, તે વાંચીને તેનું દિલ વધારે તુટી ગયું. પોતાના પુત્રની માનીતી પત્ની અને મોટી પદવીની તે સ્રી હોય તેવી રીતે તે ભલી કાઉંટેસે તેને આવકાર દીધો અને લગ્નને દહાડે જ બર્ટરામે તેને એકલી ઘેર મોકલી દીધી તેથી દીલાસો આપ્યો. આવા મહેરબાની ભરેલા આવકારથી પણ હેલેનાનું મન આનંદ ન પામ્યું. તે બોલી “ સાસુજી, મારો ધણી ગયો, હમેશને માટે ગયો. ” આમ બોલી બર્ટરામે લખેલા કાગળમાંથી થોડી લીટીઓ વાંચી સંભળાવીઃ “ જ્યારે તું મારા હાથમાંથી વીંટી મેળવે ત્યારે જ મને પતિ તરીકે બોલાવજે. હવે પછી મારા કાગળની રાહ જોતી નહી. ” હેલેના બોલી, “ આ કેવો ભયંકર હુકમ ! ” કાઉંટેસે તેને ધીરજ આપીને કહ્યું કે, બર્ટરામ જેવા વીસ છોકરાઓ જેને તાબે હોય એવા પતિને તું લાયક છે. પણ આ ભલી સાસુએ પોતાની વહુને જેટલી વાતો સમજાવી તેટલી ફોકટ હતી. હેલેનાએ પેલા કાગળ ઉપર જ આંખો રાખીને દિલગીરીથી કહ્યું, “ જ્યાં સુધી મને પતિ નથી ત્યાં સુધી ફ્રાંસમાં મારૂં કોઈ જ નથી. ” સાસુએ પુછ્યું કે, શું કાગળમાં એમ લખેલું છે ? “ હા, બાઈસાહેબ. ” આટલો જ જવાબ હેલેના આપી શકી.

બીજે દહાડે હેલેના ખોવાઈ ગઈ પણ પોતાના એકાએક જવા વિષેની ખબર આપવા માટે એક પત્ર લખીને મુકી ગઈ. તેમાં લખ્યું હતું કે, બર્ટરામ સ્વદેશ છોડી ગયો તેથી મને દુઃખ લાગ્યું છે અને મારો વિચાર સેંટ જેકવીસ લી ગ્રાંડની જાત્રા કરવા જવાનો છે. તમે તમારા છોકરાને લખી વાળજો કે, તને પાછો ઘેર તરફ બોલાવવા માટે જ તારી સ્રીએ તારૂં ઘર છોડ્યું છે.

બર્ટરામ પારીસ છોડીને ફ્લોરંસ ગયો. ફ્લોરંસના ડ્યુકના લશ્કરમાં અમલદાર તરીકે રહ્યો અને એક લડાઇમાં પોતાની બહાદુરી દેખાડી પ્રખ્યાત થયો. લડાઈમાંથી પાછા ફર્યા પછી તેને પોતાની મા તરફથી કાગળ મળ્યો તેમાં તેના મનને આનંદદાયક સમાચાર એ હતા કે, હેલેના આપણું ઘર છોડી ગઇ છે અને તેને વધારે પજવશે નહી. કાગળ મળતાં જ તેણે ઘર તરફ પાછા ફરવાની તૈયારી કરવા માંડી. તે જ વખતે જાત્રાળુના પોશાકમાં હેલેના ફ્લોરંસ શહેરમાં આવી પહોંચી. સેંટ જેકવીસ લી ગ્રાંડની જાત્રા કરનારને ફ્લોરંસ થઇને જવું પડતું હતું. તે શહેરમાં આવી પહોંચ્યાથી હેલેનાને ખબર મળી કે, એક વિધવા સ્ત્રી તે સેંટની જાત્રા કરવા જનાર દરેક સ્ત્રી જાત્રાળુને પોતાને ત્યાં ઉતારો આપી સારી બરદાસ્ત કરે છે. તે ભલી સ્ત્રીને ત્યાં હેલેના ગઈ. તેણે તેને માનથી બોલાવી. પછી તે શહેરમાં જોવા લાયકની ચીજો જોવાની તેને દરખાસ્ત કીધી. તેમાં વધારે જોવા લાયક તો ત્યાંના ડ્યુકનું લશ્કર હતું. તે વિધવાએ કહ્યું, " તે લશ્કરમાં તમારો એક સ્વદેશી છે. તેનું નામ કાઉંટ રોઝીલીઅન છે. આ કાઉંટે લડાઇમાં ઘણી પ્રખ્યાતી મેળવી છે. " હેલેના તે લશ્કર જોવા તૈયાર થઇ. પોતાની યજમાન સાથે જોવા જવા નીકળી. પોતાના પતિને ફરીથી એક વખત જોવા તેને આનંદ ઉપજ્યો. તે વિધવાએ પૂછ્યું, " શું તે સુંદર નથી ? " હેલેના સાચું બોલી, " હા, તે સુંદર છે. હું તેને સારી રીતે ચહાઉં છું. " આખો રસ્તો તે વિધવાએ બર્ટરામ વિષે જ વાત કર્યા કરી. તેણે હેલેના પાસે બર્ટરામના લગનની વાત, તેણે પોતાની ગરીબ સ્ત્રીને કેવી રીતે તજી દીધી તથા ડ્યુકના લશ્કરમાં કેવી રીતે ચાકરી રહ્યો તે બધું કહ્યું. પોતાના કમનશીબની વાત હેલેનાએ ધીરજથી સાંભળી. તે વાત પુરી થઇ એટલે પેલી વિધવાએ બીજી વાત કહાડી. આ વાતથી હેલેનાને ઘણું જ દુઃખ લાગ્યું. બર્ટરામ તે વિધવાની છોકરીને ચહાતો હતો તે વિષે તે વાત હતી.

બર્ટરામ રાજાએ કરેલા પોતાના જોર જુલમના લગ્નથી રાજી ન હતો તોપણ તે પોતાના દિલમાં પ્યાર ધરાવતો હતો. હેલેના જે વિધવાને ત્યાં રહી હતી તેની સુંદર પુત્રી ડાએના તરફ તેનો પ્યાર ફ્લોરં-

સગાં આવી રહ્યા પછી વધ્યો હતો. દરરોજ રાતના તેની બારી નીચે આવી તે તેનાં વખાણનાં ગીતો ગાતો હતો અને ઘરનાં બધાં માણસો સુઈ જાય પછી છુપી રીતે પોતાને ઘરમાં દાખલ કરવાના તે કાલાવાલા કરતો. પણ ડાએના તેની ગેરવાજબી વાત કબુલ કરતી ન હતી, તેમ જ તેને પરણેલો જાણી તેની તરફ ધ્યાન આપતી ન હતી. ડાએનાની મા પ્રખ્યાત કાપ્યુલેટના કુટુંબની હતી અને તેણે પોતાની પુત્રીને કેળવી હતી તેથી તે સદ્‌ગુણી હતી

તે ભલી સ્ત્રીએ હેલેના પાસે આ વાત કહીને પોતાની પુત્રીના સદ્‌ગુણોનાં વખાણ કર્યાં. પોતે તેને સારી કેળવણી આપી હતી તે કહી સંભળાવી. વધારેમાં એટલું કહ્યું કે, બર્ટરામ કાલે પોતાને સ્વદેશ પાછો ફરે છે માટે મારી પુત્રીની છેલ્લી મુલાકાત લેવાની તેણે માગણી કરી છે. આ વિધવાની પુત્રીને પોતાનો પતિ ચહાય છે એ વાત સાંભળી હેલેના દિલગીર તો થઈ પણ પોતાના ઘાતકી પતિને વશ કરવાનો વિચાર તેમાંથી તેને સુઝયો. પછી પોતે બર્ટરામની તજી દીધેલી પત્ની હેલેના હતી એમ તે વિધવાને જણાવ્યું અને પોતાની યજમાન અને તેની માયાળુ પુત્રીને અરજ કરી કે, બર્ટરામને તેમણે મુલાકાત લેવા બોલાવવો, અને ડાએનાની જગાએ મારી સાથે તેની મુલાકાત થવા દેવી. તેમ કરતાં પોતાનો વિચાર જાહેર કર્યો કે, મારે ફક્ત તેમની પાસે વીંટી મેળવવાની છે. મારા પતિની આ જો વીંટી મેળવું તો મને પોતાની પત્ની તરીકે કબુલ કરે એમ છે.

તે વિધવા અને તેની પુત્રીએ હેલેનાને તેના કામમાં મદદ કરવા કબુલાત આપી. એક તો તેની તેમને દયા આવી અને બીજું તો હેલેનાએ પોતાનું કામ થએ તેમને પૈસાની ભેટ આપવા કબુલ કર્યું હતું; આ બે કારણો થયાં. તે જ દહાડે હેલેનાએ પોતાના મરણના ખોટા સમાચાર બર્ટરામને કહાવી મોકલ્યા. આ મરણના સમાચારથી બર્ટરામ પોતાને છુટો થયેલો સમજે અને તેથી પોતે ડાએનાના વેશમાં હોય ત્યારે લગ્નની માગણી કરી શકે. અને આ પ્રમાણે જો તેની વીંટી અને લગ્નનું વચન તેની પાસેથી લઈ શકે તો ભવિષ્યમાં તેને કદાચ લાભકારી થઈ

પડે. સાંજના અંધારૂં થયા પછી બર્ટરામ ડાએનાના ઓરડામાં દાખલ થયો, ત્યાં હેલેના તેને મળવાને તૈયાર હતી. ત્યાં તેણે જે કાંઇ પ્યારની વાતો કરી તે બધી જો કે તેને ડાએના સમજીને કરી હતી પણ તેથી હેલેના આનંદ પામી. બર્ટરામ પોતે જે સ્ત્રી સાથે વાતો કરતો હતો તેની ચતુરાઇથી એટલો તો ખુશી થયો કે, તેના પતિ થવા સોગન ખાઇને કબુલાત આપી. હેલેના જાણુતી હતી કે, આ બધું ડાએનાને માટે છે પણ જો તેને ખબર પડે કે, પોતે વાત કરે છે તે તો તેની પોતાની તજી દીધેલી સ્ત્રી હેલેના છે તો બધો પ્યાર હવામાં ઉડી જાય.

હેલેનાને જો બર્ટરામ આવી હુશીઆર જાણુત તો તેને વિષે આટલો બધો બેદરકાર રહેત નહી. પોતાના ઘરમાં હેલેનાનો ચહેરો રોજ જોતો અને તેથી તેની સાદાઇથી તેની ઉપર કાંઈ અસર થતી ન હતી, તેમ જ તેની હાજરીમાં તે ચુપ રહેતી હતી તેથી તેનામાં કાંઈ ચતુરાઈ છે એ પણ તે જાણુતો ન હતો. આ બધી વાતોથી હેલેનાને આજે સહેલું થઈ પડયું હતું. પોતાનું ભવિષ્યમાં સારૂં થાય તેથી હેલેનાએ આજ રાતની વાતચીતમાં બર્ટરામને પોતાની બધી ચતુરાઈ દેખાડી દીધી અને તેની ચતુરાઈથી તે આનંદ પણ પામ્યો અને તેથી જ તેને પોતાની સ્ત્રી કરવા કબુલ થયો. હેલેનાએ તેના પ્યારની ખાત્રી તરીકે તેની વીંટી માગી લીધી અને તે તેણે આપી. તે વીંટીના બદલામાં પોતાની આંગળી ઉપરથી ઉતારીને એક વીંટી હેલેનાએ તેને આપી. આ વીંટી રાજાએ હેલેનાને ભેટ આપેલી હતી. સવાર પડતાં જ તેણે બર્ટરામને ત્યાંથી જવાને રજા આપી. બર્ટરામ પોતાને સ્વદેશ જવાને [illegible] જ નીકળ્યો.

હેલેના પોતે પણ તે વિધવા અને તેની પુત્રીને લઇને પારીસ આવવા નીકળી. પારીસ આવતાં તેમને માલમ પડયું કે, રાજા તો કાઉંટેસ રોઝીલીઅનને મળવા ગયો હતો. હેલેના બનતી ઝડપે પોતાના શહેર તરફ રાજાની પાછળ ચાલી.

રાજા પોતાની પુર તંદુરસ્તીમાં હતો. પોતાને સાજા કરનારના ઉપકાર તેના મનમાં હજી તાજો હતો. કાઉંટેસને મળતાં જ તેણે હેલેના

વિષે ખબર પુછી. હેલેના તો એક કીમતી ઝવેર હતું પણ બર્ટરામે તેને પોતાની મૂર્ખાઈથી ગુમાવ્યું હતું એમ રાજા વારંવાર કહેવા લાગ્યો. પણ આ ભલી કાઉંટેસ હેલેનાનું મરણ સાંભળી દિલગીર થઈ હતી તેને રાજાએ કહ્યું, "ભલી બાઈ, તારા પુત્રને બધું મેં માફ કર્યું છે." પણ ભલા સ્વભાવનો વૃદ્ધ લેફ્યુ જે ત્યાં હાજર હતો તે હેલેનાને થયેલો ગેર-ઇનસાફ જોઇ ન શકયો તેથી તે બોલ્યો, "મારે કહેવું જોઈએ કે, જુવાન ઉમરાવે પોતાના નામદાર મહારાજાનું, પોતાની માતાનું અને પોતાની પત્નીનું ઘણું જ અપમાન કર્યું છે. એક સ્ત્રી જેની સુંદરતા તરફ બધા જોઈ રહેતા હતા, જેના શબ્દો સાંભળીને બધા આશ્ચર્ય પામતા હતા, અને તેના સદ્ગુણો જોઇને બધા તેની સેવામાં હાજર રહેવા ઇચ્છતા હતા, આવી સ્ત્રીને ગુમાવી દઈને પોતાનું ઘણું જ નુકશાન કર્યું છે." રાજાએ કહ્યું, "બર્ટરામને અહીં બોલાવો." બર્ટરામ પોતે જ રાજા આગળ આવીને હાજર થયો. હેલેનાને પોતે દુઃખ દીધું હતું તેથી બર્ટરામે પોતાની દિલગીરી જાહેર કરી, આ ઉપરથી રાજાએ તેના મરનાર પિતા અને ભલી માતાના ગુણો તરફ જોઈ તેને ક્ષમા કરી અને ફરીથી પોતાનો માનીતો કર્યો. પણ હેલેનાને પોતે જે વીંટી આપી હતી તે બર્ટરામના હાથમાં જોઈને રાજાનો માયાળુ ચહેરો તરત ફરી ગયો. હેલેનાએ તેની સમક્ષ આ વીંટીથી કદી પણ છુટી ન પડવાના સોગન ખાધા હતા. માત્ર પોતાની ઉપર ઘણું જ દુઃખ પડે ત્યારે જ રાજાને તે વીંટી મોકલવાની કબુલાત આપી હતી. આ વીંટી તેની પાસે કેમ આવી તે વિષે રાજાએ પુછતાં બર્ટરામે ખુલાસો કર્યો કે, એક સ્ત્રીએ બારીમાંથી તેની ઉપર તે નાંખી હતી અને મારા છુટ્યા પડ્યા પછી મેં હેલેનાને મુદ્દલ દીઠી નથી. પણ આ ખુલાસો રાજાને ખરો લાગ્યો નહી. હેલેનાને તે ધિક્કારતો હતો તે રાજા જાણતો હતો અને તેથી તેનો નાશ કર્યો હોય એવી રાજાને બીક લાગી રાજા પોતાના અંગરક્ષકોને બર્ટરામને પકડવાનો હુકમ કરીને બોલ્યો, "મને લાગે છે કે, હેલેનાનો નાશ કરવામાં આવ્યો છે." તે જ વખતે ડાયેના તથા તેની માએ ત્યાં દાખલ થઈ ને રાજાને એક અરજી આપી તેમાં લખેલું હતું કે, બર્ટરામે ડાયેના

સાથે લગ્ન કરવાની કબુલાત આપી છે તેથી રાજાએ તેને તેમ કરવા ફરજ પાડવી. પણ બર્ટરામે રાજાની બીકથી પોતે આપેલા વચનની ના પાડી. આ ઉપરથી ડાએનાએ પોતાના શબ્દો ખરા છે એમ બતાવવા બર્ટરામની વીંટી ( જે હેલેનાએ તેને આપી હતી તે ) દેખાડી અને કહ્યું કે જે વખતે એણે મારી સાથે લગ્ન કરવા વચન આપ્યું તે જ વખતે મેં તેને એક વીંટી પહેરાવી જે હાલ તેની આંગળી ઉપર છે. આ સાંભળતાં જ રાજાએ તેને પણ પકડવાનો હુકમ કર્યો. આ પ્રમાણે એક વીંટીની એક બીજાથી જુદી રીતની વાતો સાંભળીને રાજાનો શક મજબુત થયો. તેણે કહ્યું કે, હેલેનાની આ વીંટી તેમની પાસે કેવી રીતે આવી તે વિષે જો તમો બેઉ જણાં ખુલાસો નહી કરો તો બેઉને મારી નાંખવાનો હુકમ કરીશ. ડાએનાએ અરજ કરી કે, જો મારી માને રજા આપશો તો જે ઝવેરીની પાસેથી અમે વીંટી ખરીદ કરી છે તેને બોલાવી લાવશે. રાજાએ તેમ કરવા રજા આપવાથી તે વિધવા બહાર ગઈ અને હેલેનાને અંદર લઈ આવી.

ભલી કાઉંટેસ પોતાના પુત્ર ઉપર જે ભય આવી પડ્યું હતું તે મુગે મોંઢે જોતી હતી. પણ જ્યારે તેણે પોતાની સ્ત્રીનો નાશ કર્યો એવો શક રાજાને આવ્યો અને ખરો પડવાની વકી થઈ ત્યારે તો તે વધારે ભયભીત થઈ. પણ આ બીક થોડી વારમાં જ ઉડી ગઈ. જે હેલેનાને તે પોતે એક માતાના પ્યારથી ચહાતી હતી તેને જીવતી જોઈ તેનો હર્ષ સમાયો નહી. તે બેશુદ્ધ થઈ પડી. રાજા પણ તેવો જ ખુશી થયો. પહેલાં તો તે હેલેના છે એમ માની પણ શકયો નહી. પણ જ્યારે ખાત્રી થઈ ત્યારે બોલ્યો " શું ! આ જેને હું જોઉં છું તે ખરેખર બર્ટરામની પત્ની છે ? " હેલેના જે હજી સુધી પત્ની તરીકે કબુલ થયેલી ન હતી તેથી બોલી, " નહી ખુદાવિંદ, તે તો તેની સ્ત્રીની છાયા છે, કાંઈ નામ અને તે પોતે નથી. " બર્ટરામ બોલી ઉઠયો, " બેઉ છે, બેઉ છે ! મને ક્ષમા કરો. " હેલેના બોલી, " મારા મહેરબાન, જ્યારે હું આ ( ડાએનાને દેખાડીને ) જુવાન કુમારીકાના વેશમાં હતી ત્યારે તો તમે મારી તરફ ઘણા જ માયાળુ હતા. જુઓ, તમારો લખેલો કાગળ આ રહ્યો. એમાં લખ્યું

છે કે, " જ્યારે તું મારા હાથમાંથી વીંટી મેળવે ત્યારે જ મને પતિ તરીકે બોલાવજે. " તમારૂં વચન મેં પાળ્યું છે. જેને તમે વીંટી આપી તે હું હતી. તમે બે વખત જીતાયા છો તેથી મારા થશો !"

બર્ટરામે ઉત્તર દીધો, જો તું પુરવાર કરીશ કે તે રાતના જેની સાથે મેં વાત કરી તે તું પોતે જ હતી તો તને મારા જીવ કરતાં પણ વધારે હેતથી ચાહીશ." આ કામ કાંઈ અઘરૂં ન હતું કારણ કે, તે વિધવા અને ડાએના તે જ પુરવાર કરવાને ત્યાં આવ્યાં હતાં.

રાજા ડાએના ઉપર એટલો તો ખુશી થયો કે, તેણે જે કીમતી મદદ કીધી હતી તેના બદલામાં તેને ઉમરાવ પતિ મેળવી આપવા રાજાએ કબુલ કર્યું. હેલેનાની વાત ઉપરથી એટલી તો બધાની ખાત્રી થઇ કે, સુંદર સ્ત્રીઓ જ્યાં રાજાની કાંઇ પણ કીમતી ચાકરી બજાવે ત્યારે તેમને તે હક વાજબી ઈનામ આપ્યા વગર રહેતો નથી.

હેલેનાની હવે ખાત્રી થઈ કે, તેના બાપનો આપેલો વારસો ખરે-ખરી ઈશ્વરી બક્ષીસ હતી. હવે તે પોતે પોતાના વહાલા બર્ટરામની વહાલી પત્ની, પોતાની ભલી સાસુની સદ્‌ગુણી વહુ અને પોતે રોઝીલી-અનની કાઉંટેસ થઈ હતી.

---

# AS YOU LIKE IT.

# સફળ મનોરથ.



જે વખતે ફ્રાંસ દેશ જુદા જુદા પ્રાંતોમાં વહેંચાયેલો હતો, તે વખતે એમાંનો એક પ્રાંત તેના ખરા વારસને બદલે બીજો ધણી પચાવી બેઠો હતો. આ બીજો ધણી તે ખરા વારસનો ભાઈ જ થતો હતો.

આથી પેલો ખરો ડ્યુક રાજભ્રષ્ટ થવાથી ફરજનો માર્યો પોતાના થોડા મિત્રો સાથે આર્ડનના જંગલમાં જઈ રહ્યો. આ મિત્રો તેને એટલા

તો ચહાતા હતા કે, તેને વાસ્તે પોતાની માલ મિલકત છોડીને તેની સાથે આવ્યા હતા. દરબારમાં ભપકા અને મોટાઇથી રહેવાના કરતાં આ જંગલમાં નિશ્ચિંત જીંદગી ગાળવામાં તેઓ ઘણો આનંદ માનતા. ઈંગ્લાંડના પ્રખ્યાત રોબીન હુડની પેઠે તેઓ અત્રે રહેતા. શહેરમાંથી દરરોજ નવા નવા જુવાનીઆઓ તેમની પાસે આવવા લાગ્યા, અને તેમની સાથે આનંદમાં વખત ગુજારવા લાગ્યા. ઊનાળાના દહાડામાં જંગલમાં મોટાં ઝાડો નીચે બેશીને તેઓ હરણના શિકાર કરતા હતા, પણ જ્યારે શિયાળો પાસે આવ્યો અને કડકડતી થંડી પડવા લાગી, ત્યારે તે ધીરજથી સહન કરતાં તે બોલ્યો, " આ શરદ પવન જે મારા શરીર ઉપર વાય છે તે મારો ખરો સલાહકાર છે, તે મારાં ખોટાં વખાણ કરતો નથી પણ મારી ખરેખરી હાલત દેખાડી આપે છે. તેના દાંત મને સખત લાગે છે પણ નિમકહરામી નથી. માણુસ કંગાલીઅત વિષે ફરીઆદ કરે છે પણ તેમાંથી કેટલીક વખતે સારાં પરિણામ નીપજે છે. ઝેરી અને કદરૂપા દેડકાના માથામાંથી પથરો આપણે કાઢી લઈએ છીએ તે આપણને કીમતી દવાના કામમાં આવે છે." આવી રીતે ડાહ્યા ડ્યુકે જે કાંઈ પણ ચીજ તેના જોવામાં આવી તેમાંથી ગુણ ગ્રહણ કીધો તથા દુનીઆથી દૂર રહી તેણે જુદી જુદી જાતનું જ્ઞાન મેળવ્યું.

આ દેશનિકાલ થયેલા ડ્યુકને રોઝેલીંડ નામની એક પુત્રી હતી. તેને આ રાજ પચાવી પાડનાર ડ્યુક ફ્રેડરીકે પોતાની પુત્રી **સીલી**આની સખી તરીકે રાખી હતી. આ બેઉ પિત્રાઈ બહેનો વચ્ચે એવી તો મિત્રાચારી બાઝી કે, તેમના પિતા એક બીજાના વેરી હતા તે તેઓ ભુલી ગઈ હોય એમ દેખાતું હતું. **સીલી**આ રોઝેલીંડને હમેશ દિલાસો આપતી અને તેનું દુઃખ ઓછું કરવા ઇચ્છતી.

એ જ પ્રમાણે એક દિવસે **સીલી**આ પોતાની પીત્રાઇ બહેન સાથે આનંદની વાતો કરતી હતી તે વખતે ડ્યુકની તરફથી એક માણુસે આવીને તેમને ખબર આપી કે, આજે પહેલવાનોની કુસ્તી થનાર છે માટે તમારે મહેલ આગળ જોવાને પધારવું. **સીલી**આએ વિચાર્યું કે, રોઝેલીંડ એથી ખુશી થશે તેથી ત્યાં જવા કબુલ કર્યું. તે વખતે રાજદરબારમાં કુસ્તીની

રમત ઘણી વખણાતી હતી. સ્ત્રીઓ સુદ્ધાં આ રમતથી આનંદ પામતી. સીલીઆ તથા રોઝેલીંડ પણ ત્યાં જઇ પહોંચ્યાં. આજ કાંઇ કરૂણાજનક બનાવ બનશે એવું બધા ધારતા હતા. તેનું કારણ એવું હતું કે, કુસ્તી રમનારાઓમાં એક કદાવર અને બળવાન માણસ હતો, જેણે કુસ્તીનો ઘણો અનુભવ મેળવ્યો હતો અને તેમાં ઘણા પહેલવાનોને જીવથી મારી નાંખ્યા હતા. તેની સામે રમનાર એક જુવાન માણસ હતો અને તે દાવપેચથી તદ્દન અજાણ્યો હતો. જોનારાઓએ ખાત્રીથી માન્યું કે, આ જુવાનીઆનાં સોએ વરસ આજે પૂરાં થયાં જણાય છે.

ડયુકે ત્યાં સીલીઆ તથા રોઝેલીંડને આવેલાં જોઇને કહ્યું, “મારી દીકરી અને ભત્રિજી, કેમ છો? શું તમો આ કુસ્તી જોવા આવ્યાં છો? આ કુસ્તી કરનારાઓની જોડી નથી તેથી તે જોવામાં બરાબર આનંદ આવશે નહી. આ જુવાન માણસની મને દયા આવે છે તેથી તેને કુસ્તી રમતાં વારવાની મારી મરજી છે. જો સમજે તો તમે બેઉ જણી મળી એને સમજાવો.” બેઉ જણીઓને આ મનુષ્યદયાનું કામ પસંદ પડ્યું. પ્રથમ સીલીઆએ તે જુવાન પરદેશીને કહ્યું કે, આ કુસ્તી કરવામાં સાર નથી. પછી રોઝેલીંડે પણ નરમાસથી અસરકારક શબ્દોમાં તેને કુસ્તી રમવાના કામથી હાથ ઉઠાવવા સમજાવ્યું. પરંતુ આથી તો હીમત હારી કુસ્તી લડવી બંધ કરવાને બદલે તેને વધારે હીમત આવી. તેણે આ બેઉ સ્ત્રીઓનું બોલવું સાદા અને નમ્ર શબ્દોથી અમાન્ય કર્યું; તે બોલ્યો, “તમારા જેવી સુંદર કન્યાઓનું કહેવું ન માનવાથી હું ઘણો જ દિલગીર છું. તમારી સુંદર આંખોના પલકારાથી જે મારાથી ન જીતાય એવું છે તે હું જીતીશ; અને જો કદાચ મરી ગયો તો મરવું તો છે જ. મારી પાછળ કોઇ શોક કરનાર નથી. તેમ વળી નથી મારી પાસે ધન દોલત કે જેની કાંઇ પીડા હોય. આ પૃથ્વીમાં મારૂં કોઇ નથી તેથી જો જીત્યો તો માન પામીશ અને મરી જઇશ તો પૃથ્વી ઉપરથી એક પ્રાણી ઓછો થશે!”

પછી કુસ્તી શરૂ થઇ. આ જુવાન રમનારને કાંઇ પણ ઇજા ન થાય તો સારૂં એવું સીલીઆએ ઇચ્છયું. પણ રોઝેલીંડના મનમાં તો તેના

વિષે લાગણી ઉત્પન્ન થઈ. પોતાનું આ દુનીઆમાં કોઈ નથી એવું જ્યારે તેણે કહ્યું ત્યારે રોઝેલીંડના મનમાં એવું આવ્યું કે, તે પણ તેના જેવો કોઇ કમનશીબ હશે. તેઓ કુસ્તી લડતા હતા તે વખતે રોઝેલીંડે એવી તો દિલગીરી દેખાડી કે, બધા એમ જ સમજ્યા કે, તે તેની સાથે પ્યારમાં પડી છે. પોતાની તરફ આ બે સુંદરીઓએ દયા દેખાડી તેથી જુવાનને બમણું શૂર છુટયું. આ કુસ્તીને અંતે પોતાના બળવાન હરીફને તેણે એટલો તો હંફાવ્યો કે, થોડી વાર તો તે અવાચક રહ્યો.

આ પરદેશી જુવાનની ચાલાકી અને બહાદુરી જોઇને ફ્રેડરીક ડયુક બહુ ખુશી થયો. તે કોણ હતો તે જાણી તેને પોતાના આશ્રય નીચે લેવા માટે તેનું નામ તથા તે કોનો છોકરો હતો તે પુછ્યું. તે પરદેશીએ કહ્યું કે મારૂં નામ ઓરલેંડો છે અને સર રોલાંડ ડી બોયસનો હું સૌથી નાનો છોકરો છું. સર રોલાંડ ડી બોયસ હતો ત્યારે દેશનીકાલ થયેલા ડયુકના સાચા મિત્ર અને વફાદાર રૈયત તરીકે જાહેર હતો. ફ્રેડરીકે જ્યારે સાંભળ્યું કે, ઓરલેંડો તો તેના દેશનીકાલ થયેલા ભાઇના મિત્રનો છોકરો હતો ત્યારે તેનો વિચાર બદલાયો. પોતે જેટલો તેને ચહાતો હતો તેટલો તે તરફ ધિક્કાર બતલાવી ગુસ્સે થઇને ત્યાંથી જતો રહ્યો. પોતાના ભાઇના મિત્રનું નામ સાંભળતાં તેને ધિક્કાર ઉપજ્યો. આ જુવાનની બહાદુરીથી તે ખુશી થયો, પણ જતી વખતે એમ કહેતો ગયો કે, ઓરલેંડો કોઈ બીજા માણસનો છોકરો હોત તો ઘણું સારૂં થાત.

આ જુવાન પહેલવાન પોતાના પિતાના જુના મિત્રનો છોકરો થતો હતો એમ જાણીને રોઝેલીંડ વધારે આનંદ પામી. તેણે સીલીઆને કહ્યું, " મારા પિતાજી સર રોલાંડ ડી બોયસને ચહાતા હતા. જો હું પહેલેથી જ જાણતી હોત કે, આ જુવાન તેનો પુત્ર છે તો તેને કુસ્તીમાંથી ફેરવવાને મારાથી બનતું કરત. " પછી બેઉ સ્ત્રીઓ તેની પાસે ગઈ. ડયુકે તેની તરફ પોતાની નારાજી દેખાડી તેથી તેને ઘણી જ શરમ લાગી હતી. બેઉ કુમારીકાઓએ તેની શાંત્વના કરી. તેને શાંત કરી ધીરજ આપી તે બેઉ જણીઓ પાછી ફરી. પણ થોડે દૂર ગયા પછી પોતાના પિતાના જુના મિત્રના બહાદુર પુત્રને વધારે માયાળુ શબ્દો કહેવા માટે રોઝેલીંડ

પાછી ફરી. પોતાના ગળામાંથી એક સાંકળી કાઢીને તે બોલી, "સાહેબ, મારે વાસ્તે આ પહેરો. મારા કમનશીબને જોગે હાલ હું પરતંત્ર છું તેથી આથી વધારે કીમતી ભેટ આપવાને અશકત છું." તે ત્યાંથી જતી રહી. જ્યારે બેઉ પીત્રાઈ બહેનો એકલી પડી ત્યારે પણ રોઝેલીંડ તો ઓરલેંડોની જ વાતો કરવા લાગી. આ ઉપરથી સીલીઆ સમજી ગઈ કે, મારી પીત્રાઈ બહેન પેલા સુંદર પહેલવાનને ચહાય છે. તેથી સીલીઆએ તેને કહ્યું, "શું તું પ્યારમાં પડી છે બહેન?" રોઝેલીંડે જવાબ દીધો," "મારા પિતા એના પિતાને ઘણા જ વહાલથી ચહાતા હતા." સીલીઆએ કહ્યું, "પણ તેટલા માટે શું તેના છોકરાને તારે ચહાવો જોઈએ! જો એમ જ હોય તો મારે તે જુવાનને ધિક્કારવો જોઈએ, કારણ મારા પિતાજી તેને ધિક્કારે છે; પણ હું તો ઓરલેંડોને ધિક્કારતી નથી."

ફ્રેડરીક, સર રોલાંડ ડી બોયસના પુત્રને જોઇને નારાજી થયો તેનું કારણ એ હતું કે, તેના જેવા ઘણા ઉમરાવો દેશપાર થયેલા ડયુક સાથે જંગલમાં જઇ રહ્યા હતા તે તેને યાદ આવ્યું. પ્રથમ તો તે પોતાની ભત્રીજીને પણ ધિક્કારતો હતો કારણ કે, લોકો તેના સદ્‌ગુણનાં વખાણ કરતા હતા તે તેને ગમતાં ન હતાં. આ વખતે તો તેની તરફ પણ તેનો ગુસ્સો ઊભરાઈ આવ્યો. સીલીઆ તથા રોઝેલીંડ ઓરલેંડો વિષે વાત કરતી હતી તેવામાં ફ્રેડરીક તેના ઓરડામાં દાખલ થયો. તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં રોઝેલીંડને હુકમ કર્યો કે, તારે મહેલ છોડીને તારા બાપ પાસે જતાં રહેવું. સીલીઆએ પોતાના બાપના કાલાવાલા કર્યા, પણ તે બધા ફોકટ ગયા. તેણે એટલો જ જવાબ આપ્યો કે, એને મેં તારે માટેજ રાખી હતી. સીલીઆએ તે સાંભળીને કહ્યું, "પણ તે વખતે એને મારી સાથે રાખવા વાસ્તે મેં કાંઇ તમારા કાલાવાલા કર્યા ન હતા કારણ કે, હું બહુ નાની હતી. એનામાં કેવા ગુણ છે તે પણ સમજતી ન હતી. પણ હાલ હું એના ગુણ જાણું છું. અમે ઘણા વખત થયો સાથે સુતાં છીએ, સાથે ઉઠયાં છીએ, અમે સાથે ગાયું વગાડયું છે અને હવે એના વગર હું એકલી રહી શકીશ નહી." ફ્રેડરીકે જવાબ આપ્યો, પણ

ને તારી વચમાં આડ છે તેનો કાંઇ તને વિચાર છે ? એની સુન્દરતા, એનું બોલવું તથા એની ધૈર્યતાથી, લોકો તેની દયા ખાય છે. એને તું રાખવાનું કહે છે એ તારી મૂર્ખાઈ છે. એના ગયાથી તો લોકો તારી સુન્દરતા અને સદ્‌ગુણનાં વખાણ કરશે. એને અત્રેની કાઢી મુકવાનો મેં પક્કો નિશ્ચય કર્યો છે તેથી એની તરફેણમાં કાંઇ પણ બોલીશ માં."

**સીલીઆએ** જ્યારે જોયું કે, મારો બાપ કેમે કર્યો માને તેમ નથી, તેથી પોતે તેની સાથે જવા તૈયાર થઈ તે જ રાતના તેણે પોતાના બાપનો મહેલ છોડ્યો. પોતાની મિત્ર રોઝેલીંડ પોતાના દેશપાર થયેલા પિતાને **આર્ડન**ના અરણ્યમાં શોધવા નીકળી તેની સાથે તે પણ ચાલી. પણ શહેરમાંથી બહાર નીકળતાં **સીલીઆએ** વિચાર કર્યો કે, તેમના જેવી જુવાન સ્ત્રીઓએ કીમતી કપડાં પહેરી મુસાફરી કરવા નીકળવું એ જોખમ ભરેલું હતું. તે ઉપરથી તેણે પોતાની પિત્રાઇ બહેનને સૂચવ્યું કે, આપણે બેઉ જણીઓ ગામડીઆનો પહેરવેશ પહેરીએ તો સારું. રોઝેલીંડે કહ્યું કે, આપણાં બેમાંથી એક જણી પુરૂષનો પોશાક પહેરીએ. તેથી આપણો સારી રીતે બચાવ થશે. આ વાત **સીલીઆને** પસંદ પડી. રોઝેલીંડ જે ઉંચી હતી તેણે ગામડીઆ પુરૂષનો પોશાક પહેર્યો અને **સીલીઆએ** ગામડીઅણ જેવો પોશાક કર્યો. કોઈ પુછે તો તેને તેઓ ભાઇ બહેન છે એમ કહેવું એમ ઠરાવ્યું. રોઝેલીંડે પોતાનું નામ ગનીમડ અને **સીલીઆએ એલીના** ધારણ કર્યું. આ પ્રમાણે છુપા વેશમાં છુપાઈ એ બેઉ સુન્દર કુમારિકાઓ પોતાની લાંબી મુસાફરીએ જવા નીકળી. પોતાના પૈસા અને ઘરેણાં તેમણે સાથે લીધાં હતાં કે જેથી ખર્ચ વાસ્તે અડચણ ન પડે. તે શહેરથી **આર્ડનનું** જંગલ ઘણું દૂર હતું.

**રોઝેલીંડ** પોતે પુરૂષના પોશાકમાં ખરેખર મર્દ જેવી જ લાગતી હતી. **સીલીઆએ** આ લાંબી મુસાફરીમાં પોતાની સાથે આવી મિત્રાચારી દેખાડી હતી તેથી **રોઝેલીંડના** મનમાં ખરા ભાઇના જેવો પ્યાર ઊભરાઈ આવ્યો હતો પણ જ્યારે તેઓ બેઉ જણીઓ **આર્ડનના** જંગલમાં આવી પહોંચી ત્યારે ત્યાં તેમને ખાવાપીવાની ચીજો અથવા ઉતારાની જગા મુદ્દલ મળી ન શકી. પણ ગનીમડ જે આખો રસ્તો

પોતાની બ્હેનને હસાવતો હસાવતો લાવ્યો હતો તે પોતાની બ્હેનને આ પ્રમાણે ભુખ તરસથી પીડાતી જોઈ ન શક્યો. સ્ત્રી છતાં પુરૂષનો પોશાક પહેર્યો છે તે ભુલી જઈ તે રડી પડ્યો. એલીનામાં પણ હવે ચાલવાની શક્તિ ન રહી. પણ ગનીમડે પોતાની બ્હેનને દિલાસો આપીને કહ્યું, " મારી ભલી બ્હેન એલીના, હવે આપણે આર્ડનના જંગલના મધ્યમાં આવી પહોંચ્યાં છીએ. " આ પ્રમાણે તેણે ધીરજ આપવા માંડી પણ તે ઝાઝી વાર ટકી ન શકી. પુરૂષનો પોશાક પહેર્યો હતો છતાં વધારે વાર તે હિંમત પકડી ન શકી. તેમ વળી તે જંગલમાં ડયુક ક્યાં સંતાયો હતો તેનો પત્તો મળી ન શક્યો. તેઓએ ત્યાં જ પોતાની મુસાફરી અટકાવી. થાક અને ભુખથી તેમનામાં ચાલવાની શક્તિ રહી ન હતી અને થોડી વારમાં ભુખથી પોતાનો નાશ થશે એમ તેમને લાગ્યું. તેઓ બેઉ જણીઓ મરવા માટે ઘાસ ઉપર પડી. પણ ભોગજોગે એક ગામડીઓ ત્યાંથી જતો તેમની નજરે પડ્યો. ગનીમડે તેને બોલાવીને કહ્યું, " ભલા ભાઈ, જો તારામાં દયાનો કાંઈ પણ અંશ હોય તો અમને કોઈ સહીસલામત ઠેકાણે લઈ જઈ અમારો બચાવ કર. આ મારી નાની બ્હેન થાકી ગઈ છે અને ભુખના દુઃખથી નબળી પડી ગઇ છે. "

પેલા ગામડીઆએ જવાબ આપ્યો. " હું એક ખેડુતનો ચાકર છું. અહીંથી થોડે દૂર તેનું ઘર છે. તે ઘર વેચી નાંખવા માગે છે, માટે તમને આશ્રય આપી શકાય એવું બીજું ઠેકાણું અત્રે કોઇ નથી. પણ તે ઘરની પાસે જો તમે આવશો તો મારાથી જેટલું બનશે તેટલું હું કરીશ. " તે ઘર ત્યાંથી થોડે દૂર હતું તેથી બેઉ જણીઓ ત્યાં ગઇ, અને તે ઘર તથા તે ખેડુતનાં બધાં મેંઢાંઓ તેમણે ખરીદ કર્યાં, અને પેલો માણસ જે તેમને ત્યાં લાવ્યો હતો તેને પણ પોતાની ચાકરીમાં રાખી લીધો. આ પ્રમાણે આ સુન્દર ઝુંપડું અને સરસ મેંઢાં અને જોઇતો ખોરાક મળ્યો તેથી જ્યાં સુધી તેમને ડયુકનો પત્તો મળે ત્યાં સુધી ત્યાં જ રહેવાનો તેમણે ઠરાવ કર્યો. મુસાફરીનો થાક ઉતર્યા પછી ખેડુતની જીન્દગી તેમણે ગુજારવા માંડી. આ પ્રમાણે રહેવા અને પુરૂષનો પોશાક પહેર્યો હતો તે છતાં રોઝેલીંડ ઘણી વખત પોતાના પિતાના જુના મિત્ર ઓરલેંડોને યાદ

કરતી જે વખતે રોઝેલીંડ વિચારતી હતી કે, ઓરલેંડો તો તેનાથી ઘણો ગાઉ દૂર હતો તે વખતે ઓરલેંડો તે જ આર્ડનના જંગલમાં હતો. આ કેમ બન્યું તે આપણે જોઈએ.

ઓરલેંડો સર રોલાંડ ડી બોયસનો નાનો પુત્ર હતો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે ઓરલેંડો ઘણો જ નાનો હતો. મરણની વખતે પોતાના મોટા પુત્ર ઓલીવરના હવાલામાં સર બોયસ તેને સોંપી ગયો હતો. પણ ઓલીવર પોતાના પિતાની મરજી પ્રમાણે ન ચાલ્યો. ભાઇના નામને તે નાલાયક નીવડ્યો. પોતાના પિતાની મરતી વખતની ઇચ્છા વિસરી જઇ તેણે ઓરલેંડોને કેળવણી ન આપી. પણ કુદરતી રીતે ઓરલેંડોમાં તેના પિતાના બધા ગુણો આવ્યા હતા, અને તેથી તેણે નીશાળની કાંઇ પણ કેળવણી લીધી ન હતી, તોપણ તે એક ગૃહસ્થ તરીકે ઉછર્યો હોય એવો બધાને દેખાતો; અને ઓલીવરે જ્યારે પોતાના વગર કેળવાયેલા ભાઈને સુંદર રૂપ અને વખાણવા લાયક રીતભાતનો દીઠો ત્યારે અદેખાઇથી તેનો નાશ કરવા ઠરાવ કર્યો. આવા દુષ્ટ વિચારથી તેણે પોતાના માણસોને શીખવી તેને પેલા પ્રખ્યાત કુસ્તી રમનાર પહેલવાન સાથે કુસ્તી રમવા સમજાવ્યો. આ પહેલવાને ઘણા જણાઓને કુસ્તીમાં મારી નાંખ્યા હતા તેથી નિશ્ચય તેનો પણ નાશ કરશે એમ તે ધારતો હતો. પણ આ કુસ્તીનું પરિણામ શું નીપજ્યું ને તો આપણે જાણીએ છીએ.

પોતાની મરજી વિરૂદ્ધ જ્યારે આવું ફળ નીપજ્યું ત્યારે ઓલીવરે તેના મહેલને આગ લગાડવા સોગન લીધા. તેણે ખાધેલા સોગન તેમના બાપના એક વિશ્વાસુ બુઢ્ઢા ચાકરે સાંભળ્યા. ઓરલેંડો પોતાના બાપ સર રોલાંડને વધારે મળતો આવતો હતો તેથી આ બુઢ્ઢો તેને વધારે ચહાતો હતો. આ ઉપરથી તે બુઢ્ઢો ચાકર તેને મળવાને ગયો. પહેલવાનને જીતીને તે પોતાના શહેર તરફ આવતો તેને સામો મળ્યો. તેને જોતાં જ તે બોલી ઉઠ્યો, “ અરે મારા માયાળુ શેઠ, અરે મારા વહાલા શેઠ, મારા શેઠ સર રોલાંડની મૂર્તિ ! શા માટે તમે સદ્‌ગુણી છો ? શા માટે તમે માયાળુ, જોરાવર અને બહાદુર છો ? શા માટે તમે પેલા પ્રખ્યાત પહેલવાનને જીત્યો ? તમે આવ્યા તેની અગાઉ તમારી કીર્તિ અત્રે આવી

પહોંચી છે." આ બધું સાંભળીને ઓરલેંડો આશ્ચર્ય પામ્યો. શો બનાવ બન્યો છે તે વિષે પૂછ્યું. તેના જવાબમાં તે બુઢ્ઢા માણસે બધી વાત કહી સંભળાવી. કેવી રીતે ઓરલેંડો બધા લોકોનો માનીતો હતો, કુસ્તીમાં પહેલવાનને જીતીને કીર્તિ મેળવી હતી તેથી તેના મોટા ભાઇને અદેખાઈ આવી અને તેના વેરમાં આજ રાતના તેના મહેલને આગ લગાડવાનો છે, તે બધું વિસ્તારથી સંભળાવી, છેવટે એટલું જ કહ્યું કે, હવે તમારે એમાંથી બચવા માટે નાશી જવું. પેલો બુઢ્ઢો ચાકર જેનું નામ આદમ હતું તે જાણતો હતો કે, ઓરલેંડો પાસે પૈસા ન હતા તે પોતાના એકઠા કરેલા પગારના પૈસા સાથે લાવ્યો હતો તે આપીને બોલ્યો, " મારા ભલા શેઠ, મારી પાસે હાલ પાંચસો ક્રાઉન છે. એ પૈસા મેં તમારા પિતાજીની નોકરીના સમયમાં કરકસરથી બચાવેલા છે, તે તમે લ્યો. મારા બુઢ્ઢાપામાં એથી મને વધારે શાંતિ વળશે. મારી પાસે જે બધું છે તે આપને આપી દઉં છું. મને તમારી ચાકરીમાં લ્યો, અને હું બુઢ્ઢો છું પણ જુવાન માણસની પેઠે તમારી ચાકરી કરીશ." આ પ્રમાણેની તેની ઉદારતા જોઈ ઓરલેંડો બોલ્યો, " ભલા વૃદ્ધ માણસ, તું તો જુના વખત પ્રમાણે વાત કરે છે. હાલ વખત કેવો છે તે તો તું મુદ્દલ જાણતો જ નથી. પોતાની કરકસરથી એકઠી કરેલી દોલત પોતાના શેઠને ગરજની વખતે આપી દઈ તેં તારી નિમકહલાલી દેખાડી આપી છે. ચાલો, આપણે બેઉ જણા સાથે જઇશું જ્યાં સુધી તારા આપેલા પૈસા ચાલશે ત્યાં સુધી તેની ઉપર ચલાવીશું અને પછી આપણા બેઉના ખોરાક માટે હું મહેનત કરીશ."

આ પ્રમાણે આ બેઉ જણાઓ ચાલી નીકળ્યા. ક્યાં જવું તેનો પણ તેમણે વિચાર કર્યો ન હતો. પણ તેઓ આખરે આર્ડનના જંગલમાં આવી પહોંચ્યા. આ જંગલમાં ગનીમેડ અને એલીના ઉપર ભુખનું જેવી રીતે દુઃખ પડયું હતું તેવી જ રીતે તેમની ઉપર પણ પડયું. મનુષ્ય પ્રાણીના રહેઠાણ વિષે તેમણે શોધ કર્યો પણ ભુખ અને થાકથી વધારે આગળ જઇ ન શકાયું. આખરે આદમે કહ્યું, " અરે મારા વહાલા શેઠ, ભુખથી મારો જીવ નીકળી જાય છે. મારાથી ચલાતું નથી." આમ કહી

તે મરવાને સુતો અને પોતાના શેઠને છેલ્લી સલામ કીધી. ઓરલેંડોએ પોતાના નિમકહલાલ ચાકરની નબળી અવસ્થા જોઇ તેને ઉંચકી લીધો અને એક ઝાડના છાંયડા નીચે લઈ જઇને મુકીને બોલ્યો, "ભલા આદમ, નિરાશ ન થા મરવાની વાત ના કર. થોડી વાર અહીં વિસામો લે." આમ કહી ઓરલેંડો ખોરાકની શોધમાં નીકળ્યો અને જોગજોગે જંગલના જે ભાગમાં ડયુક રહેતો હતો ત્યાં આવી પહોંચ્યો. એક મોટા ઝાડ નીચે ઘાસ ઉપર બેશીને ડયુક અને તેના મિત્રો ખાવાની તૈયારી કરતા હતા. ઓરલેંડો ભુખથી ઝનુની બન્યો હતો. તેણે ખોરાક જોરજુલમથી લેવા માટે પોતાની તરવાર કાઢીને કહ્યું, "ખબરદાર, કોઇએ ખાવું નહી; તમારો ખોરાક હું લઇશ!" ડયુકે તેને પુછ્યું કે, દુઃખથી તું ઝનુંની બન્યો છે કે, તું અસલથી જ આવો છે? ઓરલેંડોએ જવાબ આપ્યો કે, ભુખથી મારો જીવ જાય છે. ડયુકે તેને પોતાની સાથે જમવા બોલાવ્યો. ઓરલેંડો આવા માયા ભરેલા શબ્દો સાંભળી શરમાઈ ગયો. તેણે તરવાર મ્યાન કરી અને બોલ્યો, "સાહેબ મને માફ કરો. મેં ધાર્યું કે, આ જંગલમાં બધું જંગલી હશે અને તેથી જ મેં ક્રૂરતાથી ખોરાકની માગણી કરી. આ જંગલમાં તમે ઝાડની ડાંખળીઓ નીચે તમારો વખત ગુજારો છો પણ કદાચ તમે આથી ચઢીઆતો વખત જોયો હશે; જ્યાં દેવળમાં ઘંટ વાગે છે ત્યાં તમે રહ્યા હશો; સારા માણસોની મીજબાનીમાં ગયા હશો; કોઇ ઉપર દયા કીધી હશે અને કોઇનું દુઃખ જોઇ આંખમાંથી આંસુનું એક ટીપું નાખ્યું હશે તો જ તમારા મનમાં મનુષ્ય પ્રાણી ઉપર દયા લાવવાનો વિચાર આવે." ડયુકે જવાબ દીધો, "તમે કહો છો તેમ અમે આથી વધારે સારા દહાડા જોયા છે; હાલ જો કે અમે જંગલમાં રહીએ છીએ તોપણ અમે અમારો વખત મોટાં શહેરોમાં ગુજાર્યો છે, દેવળોમાં ઘંટ વાગતી વખતે અમે ત્યાં ગયા છીએ, સારા માણસોની મીજબાનીમાં સામેલ થએલા છીએ, દુઃખીનું દુઃખ જોઈ આંખમાંથી આંસુઓ પાડ્યાં છે. માટે અમે તમને કહીએ છીએ જે, તમે અમારી સાથે જમવા બેસો અને જેટલું ભાવે તેટલું ખાઓ." ઓરલેંડોએ જવાબ આપ્યો, અહીંથી થોડે દૂર એક બુઢ્ઢો માણસ પડ્યો છે; જે મારી તરફ નિમકહલાલી

દેખાડી ઘણુ દૂરથી મારી સાથે આવ્યો છે. તે બુઢ્ઢાપા અને ભૂખથી નબળો પડી ગયો છે. જ્યાં સુધી તે નહી ખાય ત્યાં સુધી હું પણુ ખાવાનો નથી." ડયુકે કહ્યું, "જાઓ, તેને અત્રે લઇ આવો. તમે આવશો નહી ત્યાં સુધી અમે એક પણુ કાળીઓ ભરવાના નથી." ઓરલેંડો બમણી હીંમતથી દોડ્યો અને થોડી વારમાં જ આદમને લઇને ત્યાં પાછો ફર્યો. ડયુકે કહ્યું, "એમને બેસાડીને જમાડો." તેઓએ તે બુઢ્ઢા માણુસને જમાડ્યો. ખોરાક પેટમાં જતાં તેને પાછી શક્તિ આવી.

પછી ઓરલેંડો કોણુ હતો તે ડ્યુકે પુછ્યું. તેને જ્યારે માલમ પડયું કે, તે તો તેના જુના મિત્ર સર રોલાંડ ડી બોયસનો પુત્ર હતો ત્યારે તેને પોતાના રક્ષણુ નીચે લીધો, અને તેથી ઓરલેંડો અને તેનો બુઢ્ઢો ચાકર જંગલમાં ડ્યુકની સાથે રહ્યા.

ગનીમડ અને એલીનાએ આવી તે ખેડુતનું ઝુંપડું ખરીદ્યું તેની થોડા દિવસ પછી જ ઓરલેંડો જંગલમાં આવ્યો હતો. રોઝેલીંડનું નામ અને તેને લગતાં પ્યારનાં વાક્યો ઝાડો ઉપર કોતરેલાં જોઈ ગનીમડ અને એલીના આશ્ચર્ય પામ્યાં. આ નામ કોણુ કોતરતું હતું તે જોવાને બેઉ જણુંઓ નીકળ્યાં ત્યાં તેમને ઓરલેંડો મળ્યો. તેના ગળામાં રોઝેલીંડે આપેલી સાંકળી હતી.

ઓરલેંડોને થોડી જ ખબર હતી કે, ગનીમડ તે જ સુંદર રોઝેલીંડ હતી. તેની ઉમદા ચાલચલગતથી ઓરલેંડો તેને એટલો તો ચહાવા લાગ્યો કે, દરેક ઝાડ ઉપર તેનું નામ અને તેની સુંદરતાનાં વાક્યો કોતરતો ગયો.. આ સુંદર જુવાન ખેડુતનો દેખાવ જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેની સાથે વાતો કરવા લાગ્યો. તેને લાગ્યું કે, ગનીમડ દેખાવમાં રોઝેલીંડને મળતો આવતો હતો, પણુ તે અમીરી સ્ત્રીની કોઈ પણુ ચાલચલણુને મળતો આવતો ન હતો. ગનીમડે પુરુષનો પોશાક પહેરી પુરુષની રીત ભાત પુરેપુરી ભજવી બતાવી હતી. ઓરલેંડો સાથે વાત કરતાં ગનીમડ બોલ્યો, "કોઈ આશક આપણું જંગલ બગાડે છે. દરેક ઝાડની છાલ ઉપર રોઝેલીંડ નામ કોરે છે. તેની સુંદરતાનાં વખાણુ લખે છે. જો તે

આશક મને મળે તો તેના દિલની ઉમેદ પાર પડે એવી સલાહ હું તેને આપું."

ઓરલેંડોએ કબુલ કર્યું કે, તે નામ કોરનાર આશક હું છું, મને તમે શી સલાહ આપો છો. ગનીમડે તેને સલાહ આપી, "તમારે મારા ઝુંપડામાં દરરોજ આવવું ત્યાં હું રોઝેલીંડ થઈશ. તમારે મારાં વખાણ કરવાં અને મારી ઉપર પ્યાર દેખાડવો. કુમારિકાઓ જેમ માન કરે છે તેમ હું માન કરીશ. આ પ્રમાણે થોડા દિવસ કરવાથી તમને પ્યારનું જે ઘેલાપણું લાગ્યું છે તે નીકળી જશે. આ મારી સલાહ છે." આનાથી પોતાને કાંઈ ફાયદો થશે એમ ઓરલેંડોને લાગ્યું નહી. તોપણ તે ખેડુ. તેના ઝુંપડામાં તે દરરોજ જવા લાગ્યો. ગનીમડને પોતાની રોઝેલીંડ કરીને ઓરલેંડો બોલાવતો. આખો દિવસ તેનાં વખાણ કરતો અને પ્યાર બતાવતો. પણ તેનાથી તેનો રોઝેલીંડ તરફનો પ્યાર ઉતરી જવાને બદલે વધ્યો. ઓરલેંડો આ ફક્ત ગમત છે એમ સમજતો હતો પણ ગનીમડના મનમાં તો ખાત્રી હતી કે, ઓરલેંડો ખરી રોઝેલીંડ ઉપર પ્યાર કરતો હતો.

આ પ્રમાણે આ જુવાનીઆના ઘણા દહાડા આનંદમાં પસાર થયા. ભલા સ્વભાવની એલીનાએ ગનીમડને સુખી જોઈ, ઓરલેંડોના પ્યારનાં વખાણમાં ભંગ ન પાડયો. રોઝેલીંડે ઓરલેંડોને મોઢેથી પોતાના પિતા ડયુકનું રહેઠાણ જાણી લીધું હતું. એક દહાડે તેને ડયુકની સાથે મેળાપ થયો. વાત ઉપરથી વાત કરતાં ડયુકે તેના કુળ વિષે પુછયું. તેના જવાબમાં ગનીમડે જણાવ્યું કે, તે એક સારા કુળમાં જન્મ્યો હતો. આ જુવાન ખેડુત બાદશાહી કુટુંબનો છે એવો ડયુકને જરા પણ શક ન આવ્યો. ડયુકને આનંદી અને સુખી જોઈ થોડા દહાડા પછી પોતાની ઓળખ આપવા વિચાર કર્યો.

એક દહાડો ઓરલેંડો ગનીમડને મળવા જતો હતો ત્યારે તેણે ભોંય ઉપર એક માણસને સુતેલો દીઠો. તેની ગરદનની આસપાસ એક લીલો સાપ વીંટળાયેલો હતો. ઓરલેંડોને આવતો જોઇને સાપ ઝાડીમાં ભરાઇ

ગયો. ઓરલેંડો પાસે ગયો તો તેના જોવામાં આવ્યું કે, એક સિંહણ ત્યાં સંતાઇ બેશીને તે માણસના જાગવાની વાટ જોતી હતી. સિંહો સુતેલા અથવા મરણ પામેલાં માણસોને બોલાવતા નથી. જાણે ઇશ્વરે જ તે માણસને સિંહણ અને સર્પના હાથમાંથી છોડવવાને ઓરલેંડોને મોકલ્યો હતો. ઓરલેંડોએ પાસે જઈને તે માણસ તરફ જોયું તો તે પોતાનો ક્રૂર ભાઈ હતો, જે તેની સાથે ઘાતકી રીતે ચાલતો હતો અને વળી જેણે આગંથી તેનો નાશ કરવા ઇચ્છયું હતું. પણ પહેલાં તો તેણે વિચાર કર્યો કે, ભલે એને આ ભુખી સિંહણ ખાઈ જાય. પણ પાછળથી પોતાના ભાઈ તરફનો તેનો ક્રોધ ઉતરી જઈ, બંધુપ્રેમ અને માણસ જાતની દયાળુ લાગણી તેનામાં ઉત્પન્ન થયાં. તેણે તરવાર કાઢી તેનાથી સિંહણને મારી નાંખી અને આ પ્રમાણે પોતાના ભાઇની જીન્દગી ઝેરી સર્પ અને વિક્રાળ સિંહણના હાથથી બચાવી. પણ સિંહણને તે મારી નાંખે તે પહેલાં સિંહણે તેના એક હાથ ઉપર પોતાના પંજાથી સખત જખમ કર્યો.

ઓરલેંડો જ્યારે આ પ્રમાણે સિંહણ સાથે લડવામાં રોકાયેલો હતો ત્યારે ઓલીવર જાગી ઉઠયો. પોતાના ભાઇયે પોતાના જીવને જોખમે પોતાને બચાવેલો દીઠો. પોતે તેની તરફ જે નાલાયક ચાલ ચલાવી હતી અને ઘાતકીપણું દેખાડયું હતું તેથી તેને શરમ લાગી અને પશ્ચાત્તાપ થયો. આંખમાં આંસુ લાવી તેને દીધેલા દુઃખની તેણે માફ માગી. ઓરલેંડોએ તેને આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતો જોઈને ક્ષમા કરી. તેઓ એક બીજાને ભેટ્યા. ઓલીવર પોતાના ભાઇનો નાશ કરવા માટે તે જંગલમાં આવ્યો હતો, પણ હવે તો તે તેને ખરા ભાઈના પ્યારથી ચહાવા લાગ્યો.

ઓરલેંડોના જખમી થયેલા હાથમાંથી ઘણું લોહી વહ્યું હતું તેથી તેનામાં ગનીમડ પાસે જવાની શક્તિ ન હતી, તેથી તેણે પોતાના ભાઇને તેની પાસે મોકલ્યો. પોતાના ભાઈ પાસે તેણે ખુલાસો કર્યો કે, આ ગનીમડને ગમતમાં હું મારી રોઝેલીંડ કહું છું. મારા જખમ વિષે તેને જણાવજે. ઓલીવરે ગનીમડ તથા એલીના પાસે જઇને ઓરલેંડોએ કેવી બહાદુરીથી તેની જીન્દગી બચાવી હતી તેનું વર્ણન કર્યું. પોતાનો

ઈશ્વરે જ છુટકો કર્યો તે કહીને પોતે ઓરલેંડોનો ભાઇ હતો તે પણ જાહેર કર્યું પોતે તેની સાથે ક્રૂરતાથી ચાલ્યો હતો તે પણ પશ્ચાત્તાપપૂર્વક કહી દેખાડયું.

ઓલીવરે પોતાના ખરા મનની દિલગીરી દેખાડી તેથી માયાળુ એલીનાના મન ઉપર ઘણી અસર થઈ. તે તેની સાથે પ્યારમાં પડી. ઓલીવર પણ તેને પોતાની તરફ દિલગીરી દેખાડતી જોઇ તેની સાથે પ્યારમાં પડ્યો. આ પ્રમાણે આ બેઉ જણાંઓ એક બીજા તરફ પ્યાર દેખાડતાં હતાં ત્યારે ગનીમડની હાલત જુદી જ હતી. ઓરલેંડોને સિંહણે જખમી કર્યો છે અને તે ભયમાં છે એમ જાણી તે મૂર્ચ્છિત થઈ પડ્યો. જ્યારે તે સાવધ થયો ત્યારે તેણે ઓલીવરને કહ્યું કે, તમારા ભાઇને કહેજો કે, રોઝેલીંડ તરીકેનો મારો ભાગ મેં પૂરેપૂરો બજાવ્યો છે; પણ ઓલીવરે તેનો ચહેરો ફીક્કો પડી ગયેલો જોઇને જાણ્યું કે, તે ખરેખર મૂર્ચ્છિત થઈ પડ્યો હતો. આ જુવાન માણસની આવી નબળાઇથી આશ્ચર્ય પામીને તે બોલ્યો, " તમારે હીંમત રાખવી જોઈએ." ગનીમડે ઉત્તર આપ્યો, " હું હીંમત તો રાખું છું પણ સ્ત્રીઓની પેઠે મારી હીંમત જતી રહે છે."

ઓલીવર તેમની પાસે ઘણીવાર સુધી રહ્યો. જ્યારે તે પોતાના ભાઈની પાસે આવ્યો ત્યારે તેને ઘણી ઘણી વાતો કહેવાની હતી. ઓરલેંડો જખમી થયો સાંભળી ગનીમડ મૂર્ચ્છિત થયો હતો તે કહ્યું એટલું જ નહી પણ પોતે પેલી સુન્દર ખેડુતણ એલીના ઉપર આશક પડ્યો હતો તે પણ કહ્યું. આ પહેલી જ મુલાકાતમાં તે તેની ઉપર પ્યાર રાખતી દેખાઈ હતી. મેં તેના ભાઈ સાથે કબુલ પણ કર્યું કે, હું એક ખેડુત તરીકે અત્રે રહીશ અને મારી મીલકત મારા ભાઈ ઓરલેંડોને આપી દઈશ.

ઓરલેંડોએ કહ્યું, " ઠીક છે. તમારાં લગ્ન આવતી કાલે જ થવાં જોઇએ. ડયુક અને તેના મિત્રોને તેમાં સામેલ થવા હું તેડી આવીશ. તમારી ખેડુતણ આગળ તે કબુલ કરાવી આવો. હાલ તે ઘરમાં એકલી છે. જુઓ, તેનો ભાઈ અત્રે આવે છે." ઓલીવર એલીનાની પાસે ગયો.

ગનીમડ પોતાના મિત્રનો જખમ કેમ છે તેની ખબર કાઢવા ત્યાં આવ્યો હતો. ઓરલેંડો અને ગનીમડ, ઓલીવર અને એલીનાના ઓચિંતા પ્યાર વિષે વાતો કરવા લાગ્યા. ઓરલેંડોએ કહ્યું કે, મેં મારા ભાઇને તમારી બહેનને સમજાવવા મોકલ્યો છે કે, આવતી કાલે જ લગ્ન કરી નાંખવાં. મારાં લગ્ન પણ રોઝેલીંડ સાથે આવતી કાલે થાય તો કેવું સારૂં ? ગનીમડને આ વાત પસંદ પડી. તે બોલ્યો કે, જો તમે તમારી રોઝેલીંડને ખરા પ્યારથી ચહાતા હશો તો તેમ બનશે. જો મારાથી બનશે તો રોઝેલીંડને આવતી કાલે અત્રે હાજર કરીશ. તે પણ તમને ચહાય છે અને તમારી સાથે લગ્ન કરવા કબુલ છે.

ગનીમડ પોતે જ ખરેખર રોઝેલીંડ હતો. તેણે જ્યારે આ ન બની શકે તેવો બનાવ બનાવવા કહ્યો ત્યારે તે વિચારમાં પડ્યો. પણ પોતાને આ વખતે ખુલ્લું થવું ન હતું તેથી તે બોલ્યો કે, મારો કાકો પ્રખ્યાત જાદુગર હતો તેની પાસેથી હું જાદુ શીખ્યો છું. તે જાદુના જોરથી હું બધું કરી શકીશ. ઓરલેંડોએ તેનું બોલવું કાંઇક માન્યું અને કાંઇક વાસ્તે શકમાં રહ્યો. તેણે પૂછ્યું કે, આ તમે બોલો છો તે સાવધ રહીને બોલો છો કે કેમ ? ગનીમડે ઉત્તર આપ્યો, “ મારા પોતાના સમ ! હું તેને બોલાવીશ. તમારે સારાં કપડાં પહેરી લગ્ન વાસ્તે તૈયાર થવું. ડ્યુક તથા તમારા મિત્રોને તૈયાર કરવા. જો આવતી કાલે તમારી મરજી રોઝેલીંડ સાથે લગ્ન કરવાની હશે તો તે અત્રે આવશે. ” ઓલીવરે એલીનાની રજા મેળવી હતી. બીજે દહાડે બધા ડ્યુકની આગળ એકઠા મળ્યા. લગ્ન બે હતાં પણ કન્યા એક જ હતી. આનું પરિણામ શું નીપજશે તે જાણવા માટે તેઓ અધીરા બન્યા હતા. તેઓ એમ જ સમજતા હતા કે, ગનીમડે ઓરલેંડોની મશ્કરી કરી હતી.

ડ્યુકે જ્યારે જાણ્યું કે, બીજી કન્યાને જાદુથી લાવવાની હતી તે તેની પોતાની પુત્રી હતી ત્યારે તેણે ઓરલેંડોને પૂછ્યું કે, આ ખેડુત ઉપર તને વિશ્વાસ છે ? પણ ઓરલેંડોએ જવાબ આપ્યો કે, આમાં મારી અક્કલ કાંઇ કામ કરતી નથી. તે જ વખતે ગનીમડ ત્યાં આવ્યો અને તેણે

ડ્યુકને પૂછ્યું કે, તમારી દીકરીને અત્રે લાવું તો તેને ઓરલેંડો સાથે લગ્ન કરવાની રજા આપશો ? ડ્યુકે જવાબ આપ્યો, " હું રજા આપીશ. અને તે સાથે મારી પાસે રાજ હત તો તે પણ આપત." પછી ગનીમડે ઓરલેંડોને પૂછ્યું, " જો હું તેને અહીં લાવું તો તમે તેની સાથે પરણશો ?" ઓરલેંડોએ જવાબ આપ્યો, " હા, હું પરણીશ. હું ઘણા દેશોનો રાજા હત તોપણ ના ન પાડત." પછી ગનીમડ અને એલીના ત્યાંથી બહાર ગયાં, ગનીમડે પોતાનો પુરૂષનો પોશાક બદલી નાંખ્યો અને રોઝેલીંડ બની ગઈ. એલીનાએ પોતાનાં ખેડુતાણીનાં કપડાં કાઢી નાંખ્યાં અને કીંમતી કપડાં પહેરી સીલીઆ બની ગઈ.

તેઓ જ્યારે ગયાં ત્યારે ડ્યુકે ઓરલેંડોને કહ્યું કે, આ ખેડુત મારી રોઝેલીંડને મળતો આવે છે. ઓરલેંડોએ કહ્યું કે, મને પણ એમ જ લાગે છે. આનો શો નીવેડો આવશે તે વિષે હજી તો તેઓ વિચાર કરતા હતા એટલામાં રોઝેલીંડ અને સીલીઆ પોતાના ખરા પોશાકમાં ત્યાં આવી. આ બધું જાદુના જોરથી બન્યું એવું બહાનું ન કાઢતાં રોઝેલીંડે પોતાના પિતા આગળ ઘુંટણે પડીને આશીર્વાદ માગ્યા. આ બધું એટલું તો જલદીથી બન્યું કે, બધા તેને જાદુ થયેલું માનવા લાગ્યા. પરંતુ રોઝેલીંડે તેનું કારણ પોતાના પિતાથી વધારે વાર છુપું ન રાખ્યું. પોતાનો દેશનિકાલ થવાનો અને પોતાની પીત્રાણ બહેન સાથે આર્ડનના જંગલમાં ખેડુત તરીકે આવી રહેવાનો બધો હેવાલ કહી સંભળાવ્યો.

ડ્યુકે તેમના લગ્નની જે કબુલાત આપી હતી તે કબુલ રાખી અને તે જ વખતે ઓરલેંડો અને રોઝેલીંડ તથા ઓલીવર અને સીલીઆનાં લગ્ન થયાં. આ જંગલમાં તેમનાં લગ્ન ઘણા જ ભપકાભેર ન થયાં, પણ આનંદકારી તો થયાં. પછી તેઓ ઝાડની છાયા નીચે ખાવાને બેઠાં. ડ્યુક અને આ આશુકમાશુકોને આના કરતાં વધારે આનંદની ગરજ ન હતી. પણ ઈશ્વર સારૂં કરે છે ત્યારે એકદમ જ સારૂં કરે છે. કારણ કે તે જ વખતે એક દૂત દોડતો આવ્યો અને ડ્યુકને તેનું રાજ પાછું મળવાના આનંદજનક સમાચાર કહ્યા.

આ કેમ બન્યું તે આપણે જોઈએ. ફ્રેડરીકે જ્યારે જાણ્યું કે, તેની પુત્રી સીલીઆ નાશી ગઇ અને દરરોજ પૈસાદાર અને વગવાળા લોકો ખરા ડ્યુકને આર્ડનના જંગલમાં જઇને મળે છે, તેથી તેની અદેખાઈ ઉશ્કેરાઇ જંગલમાં રહેલા પોતાના ભાઇની ચઢતી તે જોઈ ન શક્યો. મોટું લશ્કર લઈ પોતાના ભાઈ અને તેના મિત્રોને મારી નાંખવા વાસ્તે આર્ડનના જંગલ તરફ તે આવ્યો. પણ ઇશ્વરની કૃપાથી આ દુષ્ટ ભાઇનો સ્વભાવ બદલાઇ ગયો. આર્ડનના જંગલમાં દાખલ થતાં જ એક વૃદ્ધ તપસ્વી સાથે તેનો મેળાપ થયો, તેણે તેને શીખામણ આપી તેથી તેનો દુષ્ટ સ્વભાવ બદલાયો. તેના મનમાં દયા ઉત્પન્ન થઈ. પોતાની દુષ્ટ ચાલનો તેને પશ્ચાત્તાપ થયો. તેણે પોતાના બાકીના દિવસો પવિત્ર મઠમાં ગુજારવાનો નિશ્ચય કર્યો. પહેલું જ કામ તેણે ખરા ડ્યુકની પાસે દૂત મોકલીને તેને રાજ્ય ઉપર આવી બેસવાની ખબર આપી તે આપણે ઉપર જોઇ ગયા.

ભોગજોગે આ આનંદના સમાચારો ખરા આનંદને વખતે જ આવી પહોંચ્યા. સીલીઆ જોકે હવે રાજ્યની માલેક ન રહી તોપણ રોઝેલીંડ તેની માલેક થઈ જાણી આનંદ પામી. આ બેઉ પીત્રાઇ એક બીજાને અતિશય પ્યારથી ચહાતી હતી તેથી અદેખાઇ જેવું કાંઇ ન હતું.

ડ્યુકે દેશનિકાલ વખતે પોતાની સાથે રહેલા મિત્રોને ઇનામ આપવા વિચાર કર્યો. તેની પડતીમાં ભાગ લેનારાઓ તેના સુખમાં ભાગ લેવા તેની સાથે મહેલમાં ગયા.

---

# THE WINTER'S TALE.

# સંકટમાં સબુરી.



સીસીલીમાં લિયોન્ટીસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી હર્મિયોન ઘણી જ સુંદર અને સદ્ગુણી સ્ત્રી હતી. તેઓ બેઉ જણાં આનંદથી વખત ગાળતાં હતાં. રાજા પોતાની આ સુંદર સ્ત્રી સાથે એટલો તો આનંદથી રહેતો કે, તેને કોઈ પણ વાતની ચિંતા ન હતી. માત્ર જ્યારે તેને તેનો સહાધ્યાયી બાળમિત્ર બોહીમીઆનો રાજા પોલીક્ષીનીસ સાંભરતો ત્યારે તેને એકવાર મળવાની અને પોતાની સુંદર રાણી તેને બતાવવાની હોંસ રહેતી. લિયોન્ટીસ અને પોલીક્ષીનીસ બચપણથી જ સાથે ઉછર્યા હતા. પણ તેઓ બેઉ જણાને તેમના પિતાના મરણથી પોત પોતાના રાજમાં જવું પડ્યું હતું, તેથી ઘણા વર્ષ સુધી તેમનો સમાગમ થયો ન હતો. પણ એક બીજામાં ભેટ સોગાત તથા કાગળ પત્રનો વ્યવહાર ચાલુ જ હતો.

પણ લિયોન્ટીસના વારંવારના આગ્રહી આમંત્રણથી પોલીક્ષીનીસ બોહીમીઆથી પોતાના જુના મિત્રને મળવા સીસીલીમાં આવ્યો.

આ મુલાકાતથી લિયોન્ટીસને સર્વાંગે આનંદ વ્યાપી રહ્યો. તેણે પોતાની રાણીને ભલામણ કીધી કે, મારા બાળમિત્રની આગતાસ્વાગતા કરવામાં કશી કચાશ રાખશો નહી. પોતાના પ્રિય મિત્રને પાસે જોઇને તે આનંદ પામ્યો હોય અને હવે તેના સુખમાં કોઇપણ રીતની કમીના રહી ન હોય એવું તેની મુખચર્યા ઉપરથી દેખાતું. તેઓએ નાનપણની વાતો કહાડી; પોતાનો ભણવાનો સમય અને તે વખતની રમત ગમતો યાદ કરી અને તે હર્મિયોનની પાસે વારંવાર કહી દેખાડતા. હર્મિયોનને પણ તેમની વાતોથી આનંદ થતો હતો.

ઘણો વખત ત્યાં ગુજાર્યા પછી પોલીક્ષીનીસ સ્વદેશ જવા તૈયાર થયો. હર્મિયોને પોતાના પતિની ઇચ્છાથી પોલીક્ષીનીસને થોડો વખત વધારે રહેવા આગ્રહ કર્યો.

આ વખતથી જ આ ભલી રાણીના દુઃખના દિવસોની શરૂઆત થઈ. એવું બન્યું કે, લિયોન્ટીસે પોલીક્ષીનીસને થોડો વખત વધારે રહેવાનું કહ્યું તે તેણે નાકબુલ કીધું, પણ હર્મિયોનના નમ્ર અને માયાળુ શબ્દને વશ થઈને તેણે થોડો વખત ત્યાં રહેવું કબુલ કર્યું. આ ઉપરથી લિયોન્ટીસને પોતાની સદ્‌ગુણી રાણી વિષે શક ઉત્પન્ન થયો. પોલીક્ષી-નીસની ઘાનત અને સારી ચાલથી, તથા પોતાની રાણીના ઉત્તમ સદ્‌-ગુણોથી તે જાણીતો હતો તોપણ આથી તેને સજ્જડ વહેમ પડ્યો. પોતાના પતિની આજ્ઞાનુસાર હર્મિયોન પોલીક્ષીનીસ તરફ જે મમતા અને માયા દેખાડતી, તેથી ઉલટો કમનશીબ લિયોન્ટીસના શકમાં વધારો જ થતો ગયો. એક ખરા મિત્ર અને વહાલા પતિમાંથી બદલાઈ જઈને લિયોન્ટીસ ક્રૂર અને જંગલી રાક્ષસ જેવો બન્યો. આ ઉપરથી તેણે પોતાની દરબારના કેમીલો નામના અમીરને બોલાવી મંગાવ્યો. તેને પોતાના મનનો શક કહ્યો અને પોલીક્ષીનીસને ઝેર આપી મારી નાંખવા હુકમ કર્યો.

કેમીલો ભલો હતો. લિયોન્ટીસનો આ શક ખોટો અને અદેખાઇથી ઉત્પન્ન થયો છે એમ તેને લાગ્યું. એટલા ઉપરથી પોલીક્ષીનીસને ઝેર આપી મારી નાંખવાને બદલે તેને પોતાના ધણીના હુકમથી જાણીતો કર્યો, અને તેની સાથે સીસીલીમાંથી નાશી જવાની પોતાની ઇચ્છા દર્શાવી. પોલીક્ષીનીસ કેમીલોની મદદથી પોતાના બોહીમીઆના રાજમાં સહીસલામત આવી પહોંચ્યો. તે વખતથી પોલીક્ષીનીસના મુખ્ય મિત્ર અને માનીતા અમીર તરીકે કેમીલો તેના દરબારમાં રહ્યો.

પણ પોલીક્ષીનીસના નાશી જવાથી તો લિયોન્ટીસના શકમાં વધારો થયો. તે તરત જ રાણીના અંતઃપુર તરફ ચાલ્યો. રાણી પોતાના પુત્ર મેમીલસ સાથે ત્યાં બેઠી હતી. નાનો મેમીલસ પોતાની માતાને

વાતો કરી આનંદ આપતો હતો, એટલામાં રાજા ત્યાં દાખલ થયો. તેણે તે નાના બાળકને ઉંચકી લઈને હર્મિયોનને કેદમાં મોકલી. મેમીલસ જોકે બાળક હતો તોપણ તેનો માતા તરફ ચાહ વધારે હતો. જ્યારે પોતાની વહાલી માતાનું અપમાન કરીને તેને કેદખાને નાંખેલી જોઈ ત્યારે તેના મનમાં ઘણુંજ લાગી આવ્યું. ધીમે ધીમે તે ઝુરાતો ચાલ્યો, તેણે પોતાની ભુખ અને નિદ્રા તજી દીધાં અને તે જ ફીકરમાં તે મરણ પામશે એમ લોકો ધારવા લાગ્યા.

રાણીને કેદખાનામાં મોકલ્યા પછી કલીઓમીનીઝ અને ડાયોન નામના સીસીલીના બે ઉમરાવોને હુકમ કર્યો કે, તમારે ડેલ્ફોસ જઈ એપોલોના મંદિરમાં પૂછવું કે, મારી રાણી હજી મને ખરેખર ચહાય છે કે નહી?

હર્મિયોનને કેદખાનામાં રહે થોડા દિવસ થયા પછી એક પુત્રી જન્મી. આ બાપડી ગરીબ રાણી કેદખાનામાં આ નાના બાળકનું મુખ જોઈ સંતોષ માનતી. તે તેને કહેતી "મારી નાની બંધીવાન બાળકી! તારા જેવી જ હું પણ નિર્દોષ છું."

સીસીલીના એન્ટીગોનસ નામના ઉમરાવની બાયડી પોલીના હર્મિયોનની સૌથી વહાલી સખી હતી. પોલીના, રાણીએ એક પુત્રીને જન્મ આપ્યો છે એમ સાંભળી, હર્મિયોનના કેદખાનામાં આવી, હર્મિયોનની પાસે રહેનાર એમીલીઆ નામની દાસીને કહ્યું, એમીલીઆ, મહેરબાની કરી રાણી સાહેબને કહો કે "જો તેઓ પોતાની આ નાજુક કુંવરી મને આપે તો હું તેને તેના પિતા, મહારાજાની પાસે લઈ જવાની હિંમત કરીશ. કદાચ આ નિર્દોષ બાળકના દેખાવથી રાજાનું હૈયું પીગળશે." એમીલીઆએ ઉત્તર આપ્યો, "સદ્‌ગુણ સંપન્ન બાઈ, તમારી આવી માગણીથી રાણી સાહેબને હું વાકેફ કરીશ. આજે જ રાણી સાહેબ બોલતાં હતાં કે એવી કોઈ સખી મળી આવે જે આ બાળકને રાજા આગળ લઈ જવાની હિંમત કરે." પોલીના બોલી, "અને વધારેમાં રાણી સાહેબને એટલું કહેજો કે, "લિયોન્ટીસને તમારા સદ્‌ગુણ વિષે હું

હિંમતથી સમજાવીશ." એમીલીઆએ કહ્યું, "આપણી ભલી રાણી તરફ તમે આટલી માયા બતાવો છો તેથી ઇશ્વર તમારું ભલું કરશે." પછી એમીલીઆએ રાણી પાસે જઈને પોલીનાની માગણી કહી સંભળાવી. રાણી તો એમ જ ધારતી હતી કે, આ નાની બાળકીને રાજા આગળ લઈ જવાની કોઈ પણ હિંમત ચલાવશે નહી, પણ જ્યારે પોલીનાએ હિંમત કરી ત્યારે રાણીએ ઘણા જ આનંદથી તે બાળકી તેને સોંપી.

પોલીના આ નાના બાળકને લઇને રાજાની પાસે જવા નીકળી. રાજા ગુસ્સે છે જાણી તેના વરે તેને ત્યાં જતી અટકાવી પણ તેની દરકાર કર્યા વગર જોરજુલમથી તે ત્યાં દાખલ થઈ, અને તે બાળકીને રાજાના પગ આગળ મૂકી. પછી પોલીનાએ રાજાની આગળ રાણીના સદ્દગુણો વિષે છટાદાર શબ્દોથી ભાષણ કર્યું. રાણી તરફની નિર્દયતા માટે તેને ઠપકો દીધો, અને આ નિર્દોષ મા દીકરી ઉપર દયા કરવા તેને વિનંતિ કરી. પણ પોલીનાના ખરા શબ્દોથી રાજાનો ગુસ્સો માત્ર વધારે ઉશ્કેરાયો, અને તેથી પોલીનાના પતિ એન્ટીગોનસને તેણે હુકમ કર્યો કે, તારી બૈરીને અહીંથી તેડી જા.

પોલીના તે બાળકીને રાજાના પગ આગળ જ રહેવા દઈને ત્યાંથી નીકળી ગઈ. તેના મનમાં એમ આવ્યું કે, જ્યારે રાજા એકલો પડશે ત્યારે આ નિર્દોષ બાળકીને જોઇને દયા લાવશે.

પણ ભલી પોલીના પોતાની આ ગણત્રીમાં ચુકી હતી, કારણ કે જેવી તે ત્યાંથી ગઈ કે, તે નિર્દય બાપે પોલીનાના પતિ એન્ટીગોનસને હુકમ કર્યો કે, આ બાળકીને દરીઆમાંના કોઈ ઉજડ બેટ ઉપર મુકી આવો.

એન્ટીગોનસ કેમીલોના જેવો ભલો ન હતો, અને તેથી તેણે રાજાનો હુકમ પૂરેપૂરો બજાવ્યો. તે બાળકીને લઇને વહાણ ઉપર ચઢયો અને જે પહેલો ઉજડ કીનારો દેખાય ત્યાં તેને મુકી દેવાની ધારણા રાખી.

રાજા હર્મિયોન તરફ એટલો તો ગુસ્સે હતો કે, કલીઓમીનીસ અને ડાયન, જેમને તેણે ડેલફોસ ખાતે એપોલોના મંદિરમાં ચમત્કાર

જોવા મોકલ્યા હતા તેમના પાછા ફરવા સુધી પણ તે રહી ન શકયો. રાણી પોતાની સુવાવડમાંથી નાહી ઉઠે, તેની પહેલાં તો પોતાના કીમતી બાળકને ગુમાવવાનું દારૂણ દુઃખ તેને પ્રાપ્ત થયું. એટલું જ નહી પણ આ બધાની દરકાર કર્યા વગર રાજાએ તેની જાહેર તપાસ ચલાવવા માટે તેને પોતાના અમીર ઉમરાવોની ભર દરબારમાં બોલાવી મંગાવી. દેશના બધા મોટા ઉમરાવો, ન્યાયાધીશો અને અમીરો હર્મિયોનની તપાસ ચલાવવાને એકઠા મળ્યા હતા. પોતાની રૈયતની સામે ઇનસાફ મેળવવાને રાણી કેદી તરીકે ઉભી હતી; તે જ પળે કલીઓમીનીસ અને ડાયન ચમત્કારના જવાબનો મહોરબંધ કાગળ લઇને દરબારમાં દાખલ થયા. લિયોન્ટીસે મહોર ભાગીને કાગળમાં શું લખ્યું હતું તે મોટે સ્વરે વાંચવા હુકમ કર્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું:—“ હર્મિયોન નિર્દોષ છે, પોલીક્ષીનીસ સદ્ગુણી છે, કેમીલો વફાદાર છે, લિયોન્ટીસ ક્રૂર છે, અને જે ખોવાઇ ગયું છે તે જો નહી મળે તો રાજા વારસ વગર મરણ પામશે. ” પણ રાજાએ આ ચમત્કારના શબ્દો ઉપર કાંઈ પણ ધ્યાન આપ્યું નહી. તેણે કહ્યું કે, એ તો રાણીના મિત્રો તરફથી જુઠો ઉભો કરેલો લેખ છે. ન્યાયાધીશોને હુકમ કર્યો કે, તપાસ ચલાવો. લિયોન્ટીસ જ્યારે હુકમ આપી રહ્યો ત્યારે એક માણસે ત્યાં દાખલ થઇને ખબર આપી કે, રાણી માતાની તપાસ ચાલવાની છે એમ જાણી રાજકુમાર મેમીલસને શરમ લાગી, અને તેથી તેમણે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો.

પોતાનો સૌથી વહાલો પુત્ર પોતાને માટે મુવો જાણી હર્મિયોન મૂર્છિત થઈ પડી. લિયોન્ટીસને આ સમાચારથી ઘણું લાગ્યું. હવે જ તેને પોતાની કમનસીબ રાણીની દયા આવી. તેણે પોલીના અને બીજી સ્ત્રીઓ જેઓ રાણીની પાસે ઉભી હતી તેમને કહ્યું કે રાણીને બીજા ઓરડામાં લઇ જઇને સાવધ કરો. તે પ્રમાણે બીજા ઓરડામાં લઇ જવા પછી થોડી વારે પોલીનાએ પાછી ફરીને રાજાને ખબર આપી કે, રાણી મરણ પામી.

રાણીના મરણના સમાચાર સાંભળતાં જ, તેની તરફ પોતે ચલાવેલી ક્રૂરતા માટે રાજાને પશ્ચાત્તાપ થયો. પોતાની સખ્તાઇથી જ રાણીનું

અંતઃકરણ ભાગી ગયું હતું એમ તેને હવે લાગ્યું. રાણીની નિર્દોષતા વિષે હવે તેની ખાત્રી થઇ. પેલા ચમત્કારના શબ્દો હવે તેને ખરા લાગ્યા. તેને લાગ્યું કે, "જે ખોવાઇ ગયું છે તે નહી મળે તો." આ ખોવાઈ ગયેલી ચીજ તે પોતાની નાની પુત્રી હતી. રાજકુમાર મેમીલસ મરણ પામ્યો તેથી તે વારસ વગરનો થયો. તે પોતાની ખોવાયેલી પુત્રી પાછી મેળવવાના બદલામાં માગે તેને રાજ આપે એમ હતું. આમ દિલગીરી અને પશ્ચાત્તાપમાં લિયોન્ટીસે ઘણાં વર્ષો ગાળ્યાં. હવે પેલી કુંવરીનું શું થયું તે જોઇએ.

જે વહાણમાં એન્ટીગોનસ નાની કુંવરીને લઈ ગયો હતો તે વહાણ તોફાનના જોરથી ભલા રાજા પોલીક્ષીનીસના રાજનગર બોહીમીઆના કીનારા તરફ ઘસડાઈ ગયું. એન્ટીગોનસે ત્યાં ઉતરીને તે બાળક કુંવરી મુકી દીધી.

એન્ટીગોનસ રાજકુંવરીને કયાં મુકી આવ્યો હતો તે લિયોન્ટીસને કહેવા માટે વહાણ ઉપર ચઢવા જંગલમાંથી પાછો ફર્યો. તે વખતે ઝાડીમાંથી એક રીંછે નીકળી આવી તેને મારી નાંખ્યો. લિયોન્ટીસની પાપી આજ્ઞા પ્રમાણે તે ચાલ્યો, તેની તેને આમ યોગ્ય સજા થઈ.

તે બાળકીને લિયોન્ટીસની પાસે મોકલતી વખતે રાણીએ તેને કીમતી કપડાં અને ઘરેણાંથી શણગારેલી હતી. એન્ટીગોનસે કાગળના કટકા ઉપર પર્ડીટા નામ લખી તે તેના કપડા સાથે વળગાડ્યું હતું. આ નામ જ તેના ઉંચ કુટુંબમાં જન્મવાની એંધાણી હતી.

આ તજી દીધેલી બાળકી એક ભરવાડની નજરે પડી. તે દયાળુ હતો અને તેથી તે નાની પર્ડીટાને પોતાને ઘેર લઇ ગયો અને પોતાની સ્ત્રીને ઉછેરવા આપી. પોતાની ગરીબાઇને લીધે પોતાને જે કીમતી વારસો મળ્યો હતો તેને છુપાવવાની લાલચ થઇ. પોતે પૈસાદાર કેમ થયો તે કોઈ જાણવા પામે નહી માટે તે એ દેશના બીજા ભાગમાં જઈ રહ્યો. ત્યાં પર્ડીટાનું થોડું ઘરેણું વેચી મેંઢાંઓ ખરીદ કર્યાં અને પૈસા-

દાર ભરવાડ કહેવાયો. પર્ડીટાને તેણે પોતાની છોકરી તરીકે ઉછેરી, અને તે પણ પોતાને ભરવાડની જ પુત્રી સમજતી હતી.

નાની પર્ડીટા મોટી થતાં સુન્દર કન્યા બની. એક ભરવાડની છોકરી કરતાં તેને વધારે કેળવણી મળી ન હતી, તોપણ તેની માતાના બધા ગુણો તેને વારસામાં આવ્યા હતા તેથી તેની ચાલચલણ ઉપરથી તેને ભરવાડને ત્યાં ઉછરેલી કોઇ માને એમ ન હતું.

બોહીમીઆના રાજા પોલીક્ષીનીસને ફ્લોરીઝલ નામનો એક જ કુંવર હતો. આ જુવાન રાજકુમાર તે ભરવાડના ઘર પાસે શીકાર કરવા નીકળ્યો. ત્યાં તેની નજર તે ભરવાડની પુત્રી ઉપર પડી. પર્ડીટાની સુન્દરતા, નરમાસ અને રાજકુમારીના જેવી ચાલચલણથી રાજકુમાર તેના પ્યારમાં પડ્યો. ગૃહસ્થના જેવો પોશાક પહેરી અને ડોરીકલીસનું નામ ધારણ કરીને તે વૃદ્ધ ભરવાડને હમેશ મળવા આવવા લાગ્યો.

ફ્લોરીઝલના દરબારમાંથી વારંવાર ગેરહાજર રહેવાથી પોલીક્ષીનીસ ગભરાયો. તેની પછવાડે છુપા જાસુસો મોકલીને તેણે ખબર મેળવી તો તેને માલમ પડ્યું કે, તે તો ભરવાડની સુંદર પુત્રી સાથે પ્યારમાં પડ્યો છે.

પોલીક્ષીનીસે કેમીલોને બોલાવી મંગાવ્યો. આ કેમીલો તે જ, કે જેણે લિયોન્ટીસના હાથમાંથી તેને બચાવ્યો હતો. તેને સાથે લઇને રાજા પર્ડીટાના માની લીધેલા બાપ ભરવાડના ઘર તરફ જવા નીકળ્યો. પોલીક્ષીનીસ અને કેમીલો છુપો પોશાક પહેરીને પેલા વૃદ્ધ ભરવાડના ઘર આગળ આવી પહોંચ્યા. તે દીવસ ભરવાડોને તહેવારનો હતો. આ નવા આવનારાઓ જોકે અજાણ્યા હતા, તોપણ તેમને આવકારપૂર્વક તહેવારની ઉજાણીમાં દાખલ કર્યા.

સર્વત્ર આનંદ આનંદ જ વ્યાપી રહ્યો હતો. ટેબલો ગોઠવ્યાં હતાં અને ઉજાણી માટે ધામધુમ ચાલી રહી હતી. કેટલાક છોકરા અને છોકરીઓ તે ઘરની સામે ઘાસ ઉપર નાચતાં હતાં. કેટલાક જુવાનો ફેરીઆઓ પાસેથી મોજાં, રમકડાં વગેરે ખરીદતાં હતાં.

આ પ્રમાણે જ્યારે સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો હતો ત્યારે ફ્લોરીઝલ અને પર્ડીટા એકાંત ખુણામાં જઈ એક બીજા સાથે વાતો કરી આનંદ પામતાં હતાં, આસપાસ થતા આનંદની તેમને દરકાર ન હતી.

રાજાએ એવો તો છુપો પોશાક પહેર્યો હતો કે, તેનો પુત્ર સુદ્ધાં તેને ઓળખી ન શક્યો. તેમની વાતચીત સાંભળવાને તે આગળ વધ્યો. પર્ડીટા એવી તો સાદાઇથી વાત કરતી હતી કે, તે સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો. પોલીક્ષીનીસે કેમીલોને કહ્યું, "આવી સુંદર હલકા કુળમાં જન્મેલી છોડી મેં બીજી જોઈ નથી. તેના બોલવા ઉપરથી તો તે પોતાની હાલત કરતાં ઉંચી પદવીની દેખાય છે. આ ઝુંપડા કરતાં તો તે કોઈ મહેલમાં રહેવા લાયક છે."

કેમીલોએ જવાબ દીધો, "ખરેખર, દહીં અને મલાઈની તો તે રાણી જ લાગે છે." ( અર્થાત ભરવાડોમાં તે ઉંચા કુળની હશે ).

રાજાએ પેલા વૃદ્ધ ભરવાડને કહ્યું, "મારા ભલા મિત્ર, મહેરબાની કરીને મને કહેશો કે, તમારી પુત્રી સાથે વાત કરે છે તે સુંદર જુવાન કોણ છે ?" ભરવાડે જવાબ આપ્યો, "એનું નામ ડોરીકલીસ છે. તે મારી પુત્રીને ચહાય છે એમ કહે છે. તેઓ એક બીજાને ચાહે છે એ ખરૂં છે, જો જુવાન ડોરીકલીસ તેને પરણશે તો જે ચીજ ( અર્થાત પર્ડીટાનું બાકી રહેલું ઘરેણું ) તે મેળવશે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહી હોય." પર્ડીટાના ઘરેણાંનો થોડો જ ભાગ તેણે પોતાનાં ઘેટાં ખરીદવામાં ખરચ્યો હતો. બાકીનો તો એમનો એમ તેના લગ્ન વખતે કન્યાદાનમાં આપવા સાચવી રાખ્યો હતો.

પછી પોલીક્ષીનીસે પોતાના પુત્રને સંબોધીને કહ્યું, "કેમ જુવાન માણસ, એટલું તે તમારૂં મન શામાં રોકાઈ ગયું છે કે, આ ચાલતી ઉજાણીના ઉજમમાં મુદ્દલ ભાગ લેતા નથી ? હું જ્યારે જુવાન હતો ત્યારે મારી વહાલીને જાતજાતની ભેટો આપતો, અને તમે તો તમારી વહાલી માટે કાંઈ પણ ખરીદ કર્યું નહી અને પેલો ફેરીઓ તો જતો રહ્યો."

જુવાન રાજકુમારે પોતાના પિતાને ન ઓળખતાં ઉત્તર દીધો, "બુઢ્ઢા કાકા ! મારી વહાલી આવી નકામી ચીજોની દરકાર કરતી નથી. મારી પર્ડીટાને હું ભેટ આપનાર છું તે તો મારા અંતઃકરણમાં સંતાડી રાખી છે." પછી પર્ડીટા તરફ જોઈને તે બોલ્યો "પર્ડીટા, આ વૃદ્ધ ગૃહસ્થ કહે છે કે, તેઓ એક વખતે પ્રેમી હતા, તો તેમની આગળ હું કબુલ કરૂં છું તે સાંભળ." તે વૃદ્ધ પણ પોતાને અજાણ્યાને ફ્લોરીઝલે કહ્યું કે, "આ પર્ડીટા સાથે લગનના કોલથી હું બંધાઉં છું તે ઉપર તમે ધ્યાન આપો."

આ ઉપરથી રાજા પોતે છતો થયો અને તેણે પોતાના પુત્રને કહ્યું, "સાહેબ, તમારો લગ્નનો કરાર તોડી નાંખવાનું હું કહું છું તે ઉપર ધ્યાન આપો." પોલીક્ષીનીસે પોતાના છોકરાને આવી હલકા કુળની છોકરી તરફ પ્યાર દેખાડવા માટે ઠપકો આપ્યો અને પર્ડીટાને ન છાજે એવા શબ્દો કહ્યા; અને ધમકી આપી કે, હવે પછી જો મારા છોકરા સાથે તને વાત કરતી જોઇશ તો તને અને તારા બાપને સખત સજા કરીશ.

પછી રાજા ત્યાંથી ગુસ્સે થઈને જતો રહ્યો, અને જતાં જતાં કેમીલોને હુકમ કરી ગયો કે, રાજકુમાર ફ્લોરીઝલને સાથે લઈ આવજો.

પર્ડીટા, જેનો અમીરી જુસ્સો રાજાના ઠપકાથી કુદરતી રીતે ઉશ્કેરાઈ આવ્યો હતો, તે રાજાના ગયા પછી બોલી, "આપણે ખોટું કર્યું છે, તોપણ તેનાથી હું ગભરાતી નથી. એક બે વખત તો મને બોલવાનું મન થયું હતું, અને મેં બોલી પણ દીધું હત કે, જે સૂર્ય તમારા મહેલ ઉપર પ્રકાશ નાંખે છે તે જ સૂર્ય અમારી ઝુંપડીથી કાંઇ પોતાનો પ્રકાશ છુપાવતો નથી, પણ બેઉ ઉપર એક સરખી રીતે પ્રકાશ પાડે છે." પછી દિલગીરીથી બોલી, "પણ હું મારા સ્વપ્નમાંથી જાગી છું અને એ વિષે વિચાર કરીશ નહી. સાહેબ, મહેરબાની કરીને મને જવા દો. હજી તો મારે મારી બેંટીઓનું દૂધ દોહવું છે અને પછી રડવું છે."

ભલા દિલનો કેમીલો, પર્ડીટાની ચાલચલણ જોઈ આનંદ પામ્યો હતો. તેણે જોયું કે, જુવાન રાજકુમાર પોતાના બાદશાહી પિતાની આજ્ઞાને તાબે થઇ પોતાની પ્યારીને છોડી દેવાને નારાજી છે. તથા આ આશકમાશુકને મદદ કરીને તેમનો મિત્ર થવાની એક યુક્તિ તેના મનમાં હતી તે પ્રમાણે કરવા તે તૈયાર થયો.

કેમીલોએ ઘણા લાંબો વખત થયાં સાંભળ્યું હતું કે, સીસીલીનો રાજા લિયોન્ટીસ હવે ખરા દિલથી પસ્તાવો કરે છે. કેમીલો જોકે પોલીક્ષીનીસનો સૌથી વહાલો મિત્ર હતો તોપણ પોતાના જુના રાજા અને સ્વદેશને એક વાર ફરીથી જોવાને આતુર હતો. ફ્લોરીઝલ તથા પર્ડીટાને તેણે દરખાસ્ત કરી કે, જો તમે સીસીલીના દરબારમાં આવો તો જ્યાં સુધી તમારો પિતા લગનની મંજુરી આપે ત્યાં સુધી ત્યાં સહીસલામત રહી શકશો. લિયોન્ટીસ તમારૂં રક્ષણ કરશે.

આ વાત તેમણે ઘણા જ આનંદથી સાંભળી. પછી કેમીલોએ નાશી જવાની તૈયારી કીધી અને પેલા વૃદ્ધ ભરવાડને પોતાની સાથે લીધો.

પેલા ભરવાડે પર્ડીટાનું બાકી રહેલું ઘરેણું, નાનપણનાં કપડાં તથા પર્ડીટા નામની ચીઠી એ બધી ચીજો પોતાની સાથે લીધી.

આનંદથી મુસાફરી કર્યા પછી ફ્લોરીઝલ, પર્ડીટા, કેમીલો અને પેલો વૃદ્ધ ભરવાડ લિયોન્ટીસના દરબારમાં આવી પહોંચ્યાં. લિયોન્ટીસ હજી પણ પોતાની રાણી હર્મિયોનના મરણથી અને પુત્રીને ગુમાવી દીધાથી દિલગીર હતો. કેમીલોને તેણે ઘણી જ માયાથી બોલાવ્યો અને ફ્લોરીઝલને માયા ભરેલો આવકાર દીધો. ફ્લોરીઝલે પર્ડીટાને પોતાની પત્ની તરીકે ઓળખાવી ત્યારે લિયોન્ટીસ એકી ટગરે તેની તરફ જોઈ રહ્યો. પર્ડીટા અને પોતાની મરનાર રાણી હર્મિયોનના ચહેરામાં મળતાપણું જોઇને તેનું હૈયું ભરાઈ આવ્યું. તે દિલગીરીથી બોલી ઉઠયો, " જો મેં ઘાતકી રીતે મારી પુત્રીનો નાશ કીધો ન હત તો તે હાલ આ પર્ડીટા જેવડી હત. અને ફ્લોરીઝલ, તે વખતે જ તમારા શૂરવીર પિતાની

મિત્રાચારી અને સંગત મેં તજી કે જે તમારા પિતાને એક વખતે તો હું મારા પ્રાણથી પણ વધારે ચહાતો હતો. ”

પેલા વૃદ્ધ ભરવાડે જ્યારે રાજાને પર્ડીટા તરફ ધ્યાનથી જોતો દીઠો અને તેણે પોતાની પુત્રી ખોઇ હતી એમ જાણ્યું, ત્યારે પોતાને પર્ડીટા મળી તે વખત તથા તેનાં ઘરેણાં અને ઉંચ કુળની બીજી નીશાનીઓ વગેરે યાદ કરવા લાગ્યો. આ બધા ઉપરથી તેના મનની તો ખાત્રી થઇ કે, રાજાની ખોવાઇ ગયેલી પુત્રી તે પર્ડીટા પોતે જ છે.

ફ્લોરીઝલ અને પર્ડીટા, તથા કેમીલો અને નિમકહલાલ પોલીના હાજર હતાં, તે વખતે રાજાની આગળ વૃદ્ધ ભરવાડે પોતાને એ બાળકી કેવી રીતે મળી તથા તેને મુકી જનાર એન્ટીગોનસને રીંછે કેવી રીતે મારી નાંખ્યો તેનું વર્ણન કર્યું. પછી તેણે તે બાળકીના અંગ ઉપર વીંટાળેલું કીમતી કપડું દેખાડયું, તે જોઇને પોલીના બોલી ઉઠી કે, હર્મિયોને પોતાની બાળકીને એ જ કપડું વીંટાળેલું હતું ! પછી ભરવાડે ઘરેણું બતાવ્યું તો તે પણ હર્મિયોનનું નીકળ્યું. છેલ્લે ભરવાડે પર્ડીટાના નામની ચીઠી બતાવી તે જોઈને પોલીનાએ પોતાના પતિના અક્ષરો ઓળખ્યા. પર્ડીટા, લિયોન્ટીસની પોતાની પુત્રી હતી તે વિષે હવે મુદ્દલ શક ન રહ્યો. આ વખતે પોલીનાને પોતાના પતિના મરણથી લાગેલી દિલગીરી તથા રાજાના વારસના સંબંધના ચમત્કારનો હર્ષ, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. જ્યારે રાજાએ સાંભળ્યું કે, પર્ડીટા તેની પોતાની જ પુત્રી હતી ત્યારે તેને દિલગીરી લાગી કે, આ સુંદર પુત્રીનું મોઢું જોવાને મારી વહાલી હર્મિયોન જીવતી ન હતી, અને તેથી તે દિલગીરીમાં જ થોડો વખત સુધી “ અરે તારી માતા, તારી માતા ! ” એટલાજ શબ્દો બોલવા લાગ્યો.

પણ આ આનંદ અને દિલગીરી ભરેલા સમયમાં પોલીનાએ લિયોન્ટીસને ખબર આપી કે, પ્રખ્યાત ઇટાલીઅન કારીગર જુલીઓ રોમાનોએ એક પુતળું બનાવ્યું છે, તે પુતળું આપની મરનાર રાણીને બરાબર મળતું છે. તે મારે ઘેર છે. જો તમે ત્યાં આવો તો બતાવું.

તેને જોઈને તમે એમ જ વિચારશો કે, તે હુર્મિયોન પોતે જ છે. બધા ત્યાં ગયા. રાજા પોતાની રાણીના પુતળાને જોવાને આતુર હતો, અને પર્ડીટા જેણે પોતાની માતાને મુદ્દલ દીઠી ન હતી તે પણ તેનો ચહેરો જોવાને ઉત્સુક થઈ રહી.

પોલીનાએ જ્યારે પુતળાને આડો પડદો હતો તે ખસેડી નાંખ્યો ત્યારે બરાબર હુર્મિયોનનો આકાર જોઈને રાજાની દિલગીરી પાછી તાજી થઈ. થોડી વાર સુધી તો તે બોલી જ ન શકયો. તેની વાચા બંધ રહી.

પોલીના બોલી, " મારા મહેરબાન, તમે મુગા રહ્યા છો તેથી વધારે અજાયબી લાગે છે. શું આ પુતળું તમારી રાણીને બરાબર મળતું નથી આવતુ ? "

આખરે રાજાની જીભ ઉઘડી, તે બોલ્યો, " ખરેખર, હું જ્યારે પરણ્યો ત્યારે તે એવી જ ગંભીરતાથી ઊભી હતી. પણ પોલીના, પુતળાના જેવી હુર્મિયોન કાંઇ ઘરડી ન હતી." પોલીનાએ ઉત્તર દીધો, " કારીગરની હુશીઆરી એ જ છે હાલ તે જીવતી હોય ને દેખાય એવી ઢબમાં તેણે પુતળું બનાવ્યું છે. પણ સાહેબ, હવે મને પડદો બંધ કરવા દો, નહીં તો તમે કહેશો કે, પુતળું હાલે છે."

રાજા બોલી ઊઠ્યો, " નહી, નહી, પડદો બંધ ના કરતાં ! હું મરી જઈશ ! કેમીલો, જુઓ, શું એ પુતળું શ્વાસ લેતું નથી ? મને લાગે છે કે, એની આંખો હાલે છે." પોલીના બોલી, " નામદાર સાહેબ, હવે તો હું પડદો બંધ કરીશ. તમારું મગજ ફરી ગયું છે અને તેથી પુતળું જીવતું છે એમ તમે ધારશો." લિયોન્ટીસે કહ્યું, " મારી મીઠી પોલીના, બીજાં વીસ વર્ષ સુધી હું એમ ધારૂં તો શું થયું ! એના મોઢામાંથી શ્વાસ ખરેખર નીકળે છે. શ્વાસ નીકળે એવું પુતળું બનાવનાર તે કયો કારીગર છે ! મારી મશ્કરી કરશો નહી. હું તો એને ચુંબન કરીશ." પોલીના બોલી, " મારા મહેરબાન, સબુર કરો. હોઠ ઉપર લગાડેલો રાતો રંગ હજી ભીનો છે તેથી તમારા પોતાના હોઠ બગડશે. હવે હું પડદો બંધ કરૂં ! "

લિયોન્ટીસ બોલ્યો, " નહી, નહી, બીજાં વીસ વર્ષ સુધી નહી ! મારા મોઢામાંથી એવો શબ્દ નીકળવાનો નથી. "

પર્ડીટા જે આ બધો વખત ધુંટણે પડીને પોતાની માતાનું મુખ એકાગ્ર ચિત્તે જોતી હતી તે બોલી ઊઠી, " અને હું પણ મારી વહાલી માનું મોઢું જોતી બેશી રહીશ. "

પછી પોલીનાએ લિયોન્ટીસને કહ્યું, " તમારો ઉભરો સમાવો અને મને પડદો નાંખવા દો; અથવા તો વધારે ચમત્કાર જોવાને તૈયાર થાઓ. હું એ પુતળાને હાલતું ચાલતું કરી શકીશ; એટલું જ નહી પણ બેઠક ઉપરથી નીચે ઉતરી આવી તમારા હાથ પકડે એમ કરીશ. પણ તે વખતે તમે કહેશો કે, તું જાદુમંત્ર જાણે છે, પણ હું ખરા દિલથી કહું છું કે, તે વિદ્યા હું મુદ્દલ જાણુતી નથી. " આશ્ચર્ય પામેલા રાજાએ કહ્યું, " તમે જે કાંઈ કરશો તે જોઇને હું સંતોષ પામીશ. તમે તેને બોલાવશો તો તે સાંભળીને હું મન વાળીશ. જ્યારે તમે એને ચલાવી શકો ત્યારે બોલાવી શકો એમાં કાંઇ વધારે નવાઈ નથી. "

પછી પોલીનાએ ત્યાં હાજર રાખેલા વાજાંવાળાઓને હુકમ કર્યો કે, ધીમે સ્વરે ગંભીરતાથી વાજું વગાડો, તે જ વખતે પેલા પુતળાએ ધીમે પગલે બેઠક ઉપરથી નીચે ઉતરી લિયોન્ટીસના ગળાને બાથ ભીડી, તેથી ત્યાં હાજર રહેલા બધા આશ્ચર્ય પામ્યા. પછી તે પુતળાએ બોલવા માંડ્યું. પોતાના પતિ તથા પોતાની મળી આવેલી પુત્રીને ઈશ્વર સુખી રાખે એવી ઈશ્વરની પ્રાર્થના કીધી.

પેલા પુતળાએ લિયોન્ટીસને ગળે વળગીને તેને તથા પોતાની પુત્રીને ઈશ્વર સુખી રાખે એવી પ્રાર્થના કીધી ! આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ ન હતું; કારણ કે એ પુતળું તો ખરેખરી જીવતી રાણી હર્મિયોન પોતે જ હતી.

રાણીનો જીવ બચે એટલા માટે પોલીનાએ રાણીના મરણની ખોટી ખબર રાજાને આપી હતી. આ બધો વખત રાણી પોલીના સાથે રહી હતી, અને તેટલો વખત પોતે રાજાને ન જણાય એવી તેની ઇચ્છા હતી.

પણ જ્યારે પર્ડીટા મળી આવી ત્યારે જ તેણે જાહેર થવા ઇચ્છા દેખાડી. લિયો-ન્ટીસે પોતાની તરફ જે ક્રૂરતા દેખાડી હતી તે તો હર્મિયોન ભુલી ગઈ હતી પણ પોતાની નિર્દોષ બાળકી તરફ દેખાડેલી ઘાતકી ચાલ તેને હજી યાદ હતી.

પોતાની મરણ પામેલી રાણી જીવતી મળી આવી, અને પોતાની ખોવાઈ ગયેલી પુત્રી પાછી મળી તેથી થતો આનંદ તે દબાવી ન શકયો.

બધી બાજુથી અભિવંદન અને પ્રીતિનાં વચનો સંભળાવા લાગ્યાં. પોતાની પુત્રી ઉપર તેની હલકી દેખાતી સ્થિતિમાં પણ તેની ઉપર પ્યાર રાખ્યો, તેથી રાજા રાણીએ ફ્લોરીઝલનો ઉપકાર માન્યો. વૃદ્ધ ભરવાડ જેણે પર્ડીટાને ઉછેરીને મોટી કરી, તેનો પણ ઉપકાર માની તેને મોટું ઈનામ આપ્યું. પોતાની નિમકહલાલીનો બદલો વળી રહ્યો તે જોવાને જીવતાં રહેલાં કેમીલો અને પોલીના પણ અત્યાનંદ પામ્યાં. જાણે કાંઇક સુખ બાકી રહ્યું હોય અને તે પણ તે જ પળે પૂર્ણ થવાનું હોય એમ દૈવગતિથી પોલીક્ષીનીસ ત્યાં આવી પહોંચ્યો.

પોલીક્ષીનીસે જ્યારે જાણ્યું કે, કેમીલો અને રાજકુમાર નાશી ગયા ત્યારે તેના મનમાં ખાત્રી થઇ કે, કેમીલો સીસીલી જવા ઇચ્છતો હતો, માટે તેઓ ત્યાં જ ગયેલા હોવા જોઇએ. તેથી તે બનતી ઝડપે ત્યાં આવવા નીકળ્યો અને લિયોન્ટીસની સુખની ઘડીએ ત્યાં આવી પહોંચ્યો.

પોલીક્ષીનીસે ત્યાં આવ્યા પછી તેમના સુખમાં ભાગ લીધો. લિયો-ન્ટીસે પોતાની તરફ જે ખોટી અદેખાઈ દેખાડી હતી તેની તેણે ક્ષમા કરી, અને પ્રથમના જેવા મિત્રો થયા. પર્ડીટા અને ફ્લોરીઝલનાં લગ્ન થવામાં હવે કાંઇ અડચણ રહી નહી. તે કાંઇ ભરવાડની છોકરી ન હતી પણ સીસીલીના રાજ્યની વારસ રાજકુમારી હતી.

આ પ્રમાણે હર્મિયોને ખમેલા દુઃખનો અંત આવ્યો. તેણે ધીરજ રાખી તેનો બદલો ઈશ્વરે તેને વાળી આપ્યો. આ સદ્દગુણી સ્ત્રી, લિયોન્ટીસ તથા પર્ડીટા સાથે રાણી અને રાજમાતા તરીકે ઘણાં વર્ષ સુખી જીવતી રહી.

---

( ઈનામ અને લાયબ્રેરી માટે સરકારે મંજુર કરેલી )

# શિશુસદ્બોધમાળા.

( મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ. )

લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના ધોરણને અનુસરતી ઢબે લખાયેલી.

સંપાદક

રા. વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા.

હેડ માસ્તર, તાલુકા સ્કુલ, તથા લંડનની મૉરલ એજ્યુકેશન લીગના મેમ્બર.

દરેક ભાગ અંગ્રેજી નીચલા અને ગુજરાતી ઉપલા વર્ગો માટે અનુક્રમે લાયક કરેલો છે. ખાનગી અને દેશી રાજ્યોની ઘણી શાળાઓમાં નીતિની કેળવણી માટે ટેક્સ્ટ બુક તરીકે ચાલે છે. મૉડર્નરીવ્યુ, કલકત્તા, સપ્ટેંબર ૧૯૧૦. પૃષ્ઠ ૩૦૪ માં, ગુજરાતી બૂક કમીટીના મેમ્બર, મુંબઈ સ્મૉલકૉઝ કોર્ટના જડજ નામદાર કૃ૦ મો૦ ઝવેરી, એમ. એ., એલ. એલ. બી. લખે છે કેઃ— મનુષ્યજાતિના સદ્ગુણો ઉપર રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી ચુંટી કાઢેલી વાર્તાઓનો આ એક સંગ્રહ છે. પોતાનાં મહાન્ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રોમા આલેખેલી જન સ્વભાવની ઉજ્વલ બાજુનું આપણાં બાળકોને શિક્ષણ આપવા સારૂ તેમના હાથમાં મુકવાની આ પુસ્તકની યોગ્યતા નિઃસંદેહ છે.

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

# પોતાના પુત્રપ્રતિ ઉપદેશ

તથા

## કોલ્ટૉન રચિત સંક્ષિપ્ત સુવાક્ય.

ભાષાંતરકર્તાઃ—

સ્વ. રા. સા. હરિદાસ વિહારીદાસ દેસાઈ

તથા

ગો. વિ. દેસાઈ અને સ્વ. પ્રો. મ. ન. દ્વિવેદી.

આવૃત્તિ ત્રીજી.

કિંમત રૂ. ૧-૮-૦

પ્રસિદ્ધકર્તા

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

# રાજા ભોજ અને કવિ કાલિદાસ.

બુદ્ધિવર્ધક અને આનન્દજનક સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

( સચિત્ર ) કિમ્મત રૂ. ૪-૮-૦

## અનુક્રમણિકા.

| | | | |
|---|---|---|---|
| નીલમ માણુકની સંતતિ ભાગ ૧ થી ૪ (સચિત્ર) ... ... | ...રૂ | ૪ | |
| સહચરી અથવા સ્નેહ–ઘેલી સુંદરી (સચિત્ર) .... .... | ...રૂ. | ૨ | ૮ |
| નર્મ કવિતા ... ... ... | ...રૂ. | ૬ | ૦ |
| દુનિયા કે દોજખ ... ... | ...રૂ. | ૩ | ૦ |
| જીવતું દોજખ ... ... | ...રૂ. | ૨ | ૮ |
| મોતીના પડદા સંગ્રહ... ... | ...રૂ. | ૪ | ૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાઈ (સચિત્ર) | | ૩ | ૦ |
| વિવિધ સુખાભાસ ... ... | ...રૂ. | ૩ | ૦ |
| જ્ઞાન ચિંતામણી ... ... | ...રૂ. | ૨ | ૮ |
| મોક્ષ મંદિર... ... ... | ...રૂ. | ૩ | ૦ |
| સંગીત રામાયણ ... ... | ...રૂ. | ૩ | ૦ |
| ઓમરપાશા ... ... | ...રૂ. | ૭ | ૦ |
| યજુર્વેદી આન્હિક સૂત્રાવલી ... | ...રૂ. | ૩ | ૦ |
| પ્રવીણસાગર સટીક મોટો સચિત્ર અસલી | ...રૂ. | ૧૨ | ૦ |
| પુરૂષશાસ્ત્ર ... ... ... | ...રૂ. | ૩ | ૮ |
| મૂર્તિની આંખનો હીરો ... | ...રૂ. | ૧ | ૮ |
| મુશ્કીલ આસાન ... .... | ...રૂ. | ૩ | ૮ |
| પ્રપંચજાળ (નવલકથા) ... | ...રૂ. | ૧ | ૮ |
| શરીર અને વૈદકશાસ્ત્ર ... | ...રૂ. | ૧૨ | ૦ |
| ગંધાતો ગુલાબ (નોવેલ) ... | ...રૂ. | ૩ | ૦ |

| | | |
|---|---|---|
| પૃથુકુમાર ( સચિત્ર)... ... | ...રૂ. | ૨ ૮ |
| ટોડ રાજસ્થાન ... ... | ...રૂ. | ૧૦ ૦ |
| ગુલામગીરીનો ગજબ... .... | ...રૂ. | ૨ ૦ |
| મંદારિકા અથવા મદઘેલી મનોરમા | ...રૂ. | ૩ ૮ |
| સંજોગનો ભોગ ( સચિત્ર ) .... | ...રૂ. | ૩ ૦ |
| ગુજરાતી મટીરીઆ મેડીકા ... | ...રૂ. | ૭ ૦ |
| મહારાજ પ્રતાપાદિત્ય ... | ...રૂ. | ૨ ૮ |
| નેપોલીયન બોનાપાર્ટનું જીવન ચરિત્ર | ....રૂ. | ૨ ૮ |
| આત્મપુરાણ ... ... | ...રૂ. | ૮ ૦ |
| વિષ્ણુપુરાણ... ... ... | ...રૂ. | ૩ ૮ |
| શ્રીમતિ વિજયા ... ... | ...રૂ. | ૩ ૦ |
| જાત-મેહેનત ... ... | ...રૂ. | ૬ ૦ |
| શેરલોક હોમ્સનાં સાહસ કર્મો ... | ...રૂ. | ૧ ૦ |
| મુફત નવાલો-સેહતાનનો હવાલો | ...રૂ. | ૨ ૮ |
| શેર સોદા અને શેર બજાર ... | ...રૂ. | ૩ ૮ |
| સંગીત મંજરી ... ... | ....રૂ. | ૧ ૮ |
| મનોરમા ( હિંદુ સંસારી વાર્તા)... | ...રૂ. | ૨ ૦ |
| સફેદ ઠગ ... ... ... | ...રૂ. | ૨ ૮ |
| મા સગી કે સાવકી ... .... | ...રૂ. | ૧ ૮ |
| કમલાના પત્રો ... ... | ...રૂ. | ૧ ૮ |
| મ્હારી વીસ વાર્તાઓ .... ... | ...રૂ. | ૨ ૦ |
| બાબુ અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન... | ...રૂ. | ૨ ૮ |

બાળસદ્બોધ વાર્ત્તાશતક ... ...રૂ. ૧ ૮

શિશુસદ્બોધમાળા ભા. ૧, ૨, ૩. ...રૂ. ૧ ૪

નવલ નવરંગી ... ... ...રૂ. ૪ ૮

લાલમ લાલ યાને સુરતી શેલાંણી ...રૂ. ૧ ૮

શ્રીધર્મગીતા ... ... ...રૂ. ૨ ૮

કૈલાસ માનસ સરોવર દર્શન ... ...રૂ. ૨ ૮

એકસેલસીયર મ્યુઝીક ગાઈડ ... ...રૂ. ૨ ૮

તકલદી તાજ .... ... ...રૂ. ૩ ૮

હારમોનિયમ શિક્ષક ... ... ...રૂ. ૩ ૦

વહેમી વનિતા ... ... ...રૂ. ૨ ૮

ડુબતું વહાણુ ... ... ...રૂ. ૪ ૦

ગુજરાતી અંગ્રેજી કહેવતો ... ...રૂ. ૧ ૦

ઉષાકાન્ત ... ... ... ...રૂ. ૨ ૦

ભાઈશંકર ગ્રન્થમાલા ... ... ...રૂ. ૩ ૦

મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર ...રૂ. ૪ ૦

રાસમાલા ભાગ પ્હેલો ... .... રૂ. ૫ ૮

બેમાન સંગ્રહ ( સચિત્ર )... .... રૂ. ૫ ૦

આયતાંપર કોયતું ( સચિત્ર ) .... રૂ. ૫ ૨

મોહબત કે મુશીબત ( સચિત્ર ) .... રૂ. ૫ ૦